


# શ્રી શંકરાચાર્ય વેદાંતવચન

## તથા

# વેદાંતકોશ.

અનુવાદક અને પ્રકાશક.

**માધવરામ હરિનારાયણ વ્યાસ.**

**(બારડોલી)**

स्वयं ब्रह्मा स्वयं विष्णुः स्वयं मिन्द्रः स्वय शिवः ।
स्वयं विश्वमिदं सर्वं स्वस्मादन्यन्न किंचन ॥



સંવત ૧૯૭૪ સને ૧૯૧૮

મૂલ્ય ૧૦ આના.

# અનુક્રમણિકા.

ॐ तत्सत्

श्री हरिं परमानंद मुपदेष्टारमीश्वरम्॥
व्यापकं सर्वलोकानां कारणं तं नमाम्यहम् ॥

# પ્રસ્તાવના.



વર્તમાન સમયમાં પ્રવૃત્તિની પ્રગતિ ઘણી વૃદ્ધિ પામી છે. રાજકીય, સામાજિક, અને અને આર્થિક સ્થિતિ સુધારવાના પ્રયત્નો દેશમાં સવત્ર થાય છે. સ્વરાજ્યની ચળવળ ચારે તરફ પ્રસરી છે. દેશોન્નતિના ઉપાયો વિચાર પૂર્વક દૃઢતાથી યોજવામાં આવે છે. ભવિષ્યમાં દેશના અભ્યુદયનાં એ શુભ ચિન્હો જોઇ ઘણો આનંદ થાય છે. પણ એ બાહ્ય સ્વરાજ્ય અને દેશોન્નતિ કરતાં આંતર સ્વરાજ્ય અને આત્મોન્નતિ કંઇ ઓછી અગત્યના નથી. એમ હોવાથી

બાહ્ય સ્વરાજ્ય અને દેશના અભ્યુદયના પ્રયત્નો સાથે આંતરસ્વરાજ્ય સામ્રાજ્ય એટલે નિઃશ્રેયશ નાં પ્રયત્નો પણ થવાં જોઇએ. એ માટે આપણે પારકા દેશ કે લોક ઉપર આધાર રાખવાનો નથી, તેમ પારકા લોક પાસેથી કંઇ શિખવાનું કે પ્રાપ્ત કરવાનું નથી. પણ આપણા પ્રાચિન તત્વજ્ઞાનનો સારી રીતે અભ્યાસકરી ધર્મભાવના વધારે જાગૃત કરવાની આવસ્યકતા છે.

આપણા દેશમાં ચાલતા સર્વ ધર્મોનો આધાર તત્વજ્ઞાન ઉપર છે. આર્ય તત્વજ્ઞાનમાંથી પાશ્ચાત દેશના કાન્ટ, શોપનહાર આદિ તત્વજ્ઞો એ ઘણું જ્ઞાન મેળવ્યું છે. આર્ય તત્વજ્ઞાનનો મુખ્ય સિદ્ધાંત સર્વત્ર બ્રહ્મભાવ, સમાનતા અથવા અભેદ છે. તેથી તત્વજ્ઞાનનો અભ્યાસ કર્યાથી, ધર્મના ભેદ, માહોમાહેના કલહ અને જાતિ, આશ્રય, કુલ આદિનું અભિમાન મટી જશે,

સર્વત્ર ભ્રાતૃભાવ અને સર્વાત્મભાવ ફેલાશે, અને દેશની ઐક્યતા સુલભ થશે.

એ તત્વજ્ઞાન અને ધર્મનો વિષય વેદ, ઉપનિષદ, ષડ્દર્શન, બ્રહ્મસૂત્ર, ભગવદ્ગીતા અને શ્રી શંકરાચાર્યના અનેક ગ્રંથોમાં વિસ્તારથી સમજાવેલો છે. તેમાં પ્રાચિન ઋષિ મુનિઓએ ભિન્ન ભિન્ન માર્ગે તત્વની શોધ ખોળ કરી છે. તેનો મુખ્ય ઉદ્દેશ એ છે કે, મોક્ષ તે શું? તે શી રીતે પ્રાપ્ત થાય? અને આ જગત શાથી ઉત્પન્ન થયું? એ સંબંધમાં સર્વનો નિર્ણય એ છે કે, દુઃખની આત્યંતિક નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ તે મોક્ષ. દુઃખનું કારણ અજ્ઞાન છે. તે તત્વજ્ઞાનથી નાશ પામે, અને સમ્યક જ્ઞાન થાય, એટલે રાગદ્વેશ ઘટે, અને તેમ થવાથી વિષયો તરફ પ્રવૃત્તિ થાય નહિ. એ પ્રવૃત્તિ નિવૃત્ત થવાથી

જન્મમરણનો ફેરો ટળે. એજ દુઃખની આત્યંતિક નિવૃત્તિ છે, અને એજ મોક્ષ છે. પરમસાધ્ય એટલે મોક્ષ કંઈ પ્રાપ્ત કરવાની વસ્તુ નથી કે અમુક સ્થળે અથવા ધામે જવાનું નથી.

તત્વની શોધ છ માર્ગે થઇ છે. તે માર્ગ તે ષડ્દર્શન છે. ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મીમાંસા, અને વેદાંત, એ ષડ્દર્શન છે. એ દર્શનકારોએ બતાવેલા માર્ગ યોગ્ય રીતે સમજવામાં આવે તો ધર્મ સંબંધી ચાલતું અજ્ઞાન, વહેમ, અને અંધપરંપરા મટી જઇ સત્ય માર્ગે મનુષ્ય ચડે, અને અંતે યોગ્ય સ્થિતિએ પહોંચે એમ છે. એ કારણથી એ દર્શનનો સાર ટુંકાણમાં સમજાવવામાં આવે છે.

ન્યાયશાસ્ત્રના કર્તા ગૌતમ ઋષિ છે.

તેમણે માન્યું છે કે તત્વનો નિર્ણય વાદવિવાદથી થઈ શકે, તથા બુદ્ધિ વાદવિવાદથી તિક્ષણ થાય, એટલે તત્વ યોગ્ય રીતે સમજાય. વાદ-વિવાદ યથાર્થ રીતે થાય એ માટે તેમણે કેટલાક નિયમ બાંધ્યા છે. એ નિયમમાં સોળ તત્વ જણાવ્યાં છે. તે નિચે પ્રમાણે છે:- પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દ્રષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભસ, છલ, જાતિ, અને નિગ્રહ સ્થાન. એમાં એ સોલ પદાર્થોનાં લક્ષણ બાંધી તે લક્ષણ બરાબર છે કે નહિ, તેની પરિક્ષા કરી, તથા તેમાં કંઈ દોષ છે કે નહિ તેનો વિચાર કરી, નિર્ણય કર્યો છે. એ સોળ પદાર્થો યોગ્ય રીતે જાણ્યાથી ઇશ્વર કૃપાથી તત્વજ્ઞાન થાય, એટલે મોક્ષ થાય, એમ ન્યાયશાસ્ત્ર કહે છે. એમાં દ્વૈતવાદ સ્વીકાર્યો છે; પરમેશ્વરને

જગતનો કર્તા માન્યો છે; વેદ વચન પ્રમાણ ગણ્યાં છે; પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ એ ચાર પ્રમાણ માન્યાં છે; પરમાણુંથી જગતની ઉત્પત્તિ માની આરંભવાદ સ્થાપન કર્યો છે; જીવ તથા ઈશ્વર એ બે પણ પદાર્થ છે, અને એક એકથી ભિન્ન છે, એમ માન્યું છે; અને સંસારની મિથ્યા પ્રતીતિ સંબંધી અન્યથાખ્યાતિ વાદ માન્યો છે.

બીજું દર્શન વૈશેષિક છે. તેના કર્તા કણાદ ઋષિ છે. પદાર્થોના સામાન્ય અને વિશેષ અંશો તપાસી એમણે નિર્ણય કર્યો છે, તેપરથી તે વૈશેષિક કહેવાયું છે. ન્યાય અને વૈશેષિકનું જોડકું છે. તે બંનેના વિચાર ઘણે ભાગે મળતા છે. તે બંને તર્કશાસ્ત્ર કહેવાય છે. ન્યાયમાં સોળ પદાર્થ માન્યા છે. વૈશેષિકમાં સાત પદાર્થ માન્યા છે, અને ન્યાયના સોળ

પદાર્થોનો તે સાતમાં સમાવેશ કર્યો છે. એ સાત પદાર્થને દ્રવ્ય, ગુણ, ક્રિયા, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ, એ છે. દ્રવ્ય, ગુણ, અને ક્રિયા એ ત્રણ પદાર્થોમાં શ્રેષ્ટ સત્તા માની છે. પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિશા, આત્મા, અને મન એ નવ દ્રવ્ય છે. ગુણ ચોવીસ છે, તેમાં બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ, એ મુખ્ય છે. પાંચ ક્રિયા બતાવી છે, તે ગમન, સંપ્રસારણ, આકુંચન, ઉત્ક્ષેપણ અને અવક્ષેપણ એ છે. સામાન્ય અને વિશેષ એ બે અંશો પદાર્થોના માન્યા છે. સમવાય એ તંતુપટના જેવો સંબંધ છે. અભાવ તે વસ્તુનું ન હોવાપણું છે.

વૈશેષિકમાં સૃષ્ટિમાંના સર્વ પદાર્થોનું પ્રથક્કરણ કરી પદાર્થજ્ઞાન દર્શાવી અનુમાનથી

જીવ; ઇશ્વર અને જગતના સ્વરૂપ અને સંબંધનો નિશ્ચય કરી તત્વનો નિર્ણય કર્યો છે. વૈશેષિક દ્વૈતવાદી છે; પરમેશ્વરને જગતના કર્તારૂપે તેમાં માન્યો છે; પરમાણુથી જગતની ઉત્પત્તિ જણાવી આરંભવાદ માન્યો છે; પ્રત્યક્ષાદિ ચાર પ્રમાણ માન્યા છે; જીવ અને ઇશ્વર એ ભિન્ન પદાર્થ છે; ઇશ્વર એક, નિત્ય, સર્વજ્ઞ, કર્તારૂપ છે. જીવ અનેક, અનિત્ય, અલ્પ છે; એમ એ શાસ્ત્ર કહે છે. જગતની મિથ્યા પ્રતીતિને અન્યથાખ્યાતિ કહે છે.

સાંખ્ય દર્શનના કર્તા કપિલ મુનિ છે. તેમણે તદ્દન એક નવોજ વિચાર ઉત્પન્ન કર્યો છે. તેઓ કહે છે કે જ્યારે પદાર્થો અને પરમાણુંમાંથી જગતની ઉત્પત્તિ થાય છે, તો પછી ઇશ્વરની કંઇ જરૂર નથી. પરમાણુજ પોતાના સ્વભાવથી જુદે જુદે રૂપે બની સૃષ્ટિ

થાય છે. પદાર્થ સાત નહિ પણ જડ અને ચૈતન્ય, એવા બેજ છે. જડ પદાર્થોમાં સુખ, દુઃખ અને અજ્ઞાન અથવા સત્વ, રજ, અને તમ, એ ત્રણ ગુણ પ્રતીત થાય છે. એ ત્રણ ગુણવાળો પદાર્થ તે પ્રકૃતિ અથવા પ્રધાન છે, અને તેમાંથીજ સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે. એ જડ અંશમાંજ ચૈતન્ય અંશ છે. તે જોનાર, દ્રષ્ટા, જ્ઞાનસ્વરૂપ, સાક્ષીમાત્ર, અકર્તા છે, અને તે પુરૂષ કહેવાય છે. તે પ્રકૃતિ અને પુરૂષ ભિન્ન છે, પણ એકએકને આશ્રયે રહેલાં છે. પુરૂષના સંબંધથી પ્રકૃતિ વિકાર કે પરિણામ પામે છે અને સૃષ્ટિકાર્ય થાય છે. પુરૂષ તે જીવ છે. તે પ્રકૃતિમાં બંધાયો છે, તેથી પ્રકૃતિનાં કાર્યો પોતાના છે એમ માની દુઃખી થાય છે. એ પ્રકૃતિ જ્યારે સત્વગુણરૂપે પુરૂષને જણાય ત્યારે તેની ભ્રાંતિ મટી જઈ પોતે

અકર્તા છે એવું જ્ઞાન તેને થાય છે અને તેથી દુઃખ દૂર થઇ તેને મોક્ષ પ્રાપ્ત થાય છે.

કપિલ મુનિના મત પ્રમાણે મૂળ પ્રકૃતિ અને પુરૂષ અનાદિ છે. પ્રકૃતિમાં વિકાર અને પરિણામ થાય છે, અને તેમાંથી સૃષ્ટિનો વિસ્તાર થાય છે. પ્રથમ વિકાર તે મહત્તત્વ એટલે બુદ્ધિ અથવા અંતઃકરણ છે અને તેમાંથી અહંકાર ઉત્પન્ન થાય છે. અહંકારના તમોંશથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પંચ તન્માત્રા થાય છે, સત્વાંશમાંથી પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય અને મન થાય છે અને પંચ તન્માત્રામાંથી આકાશાદિ પંચ મહાભૂત ઉત્પન્ન થાય છે. એ પચીશ પદાર્થથી સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે.

સાંખ્ય દર્શનમાં ઇશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કર્યો નથી, તેથી તે નિરીશ્વર કહેવાય

છે. એમાં દ્વૈતવાદ છે; જીવ અનેક માન્યા છે; પ્રકૃતિના પરિણામથી જગતની ઉત્પત્તિ માની પરિણામવાદ સ્વીકાર્યો છે; વેદવચન ઉપર આધાર રાખ્યો નથી; પ્રત્યક્ષ અને અનુમાન એ બે પ્રમાણથી તત્વનો વિવેક કરી જ્ઞાન પ્રાપ્ત કરવું એટલે મોક્ષસિદ્ધિ થાય, એવો નિર્ણય કરવામાં આવ્યો છે; દોરીમાં સર્પના ભ્રમનીપેઠે જગતની મિથ્યા પ્રતીતિનો અખ્યાતિ વાદ માન્યો છે.

યોગદર્શનના પ્રણેતા પતંજલી ઋષિ છે. તેમણે સાંખ્ય મતના પચીસ તત્વ સ્વીકાર્યાં છે, અને તેથી થયલી બાહ્ય સૃષ્ટિની રચના માન્ય રાખી છે, પણ પ્રકૃતિમાં રહેલા પુરૂષને મોક્ષ બુદ્ધિ આપવા માટે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, પરમેશ્વર છે, એમ માન્યું છે. સાંખ્ય અને યોગનું ઘણે ભાગે મળતાપણું છે. સાંખ્ય

નિરિશ્વર છે, અને યોગ સેશ્વર સાંખ્ય છે. યોગ નામની ક્રિયાથી ક્લેશાદિ મટે અને ચિત્તવૃત્તિને નિરોધ અથવા સમાધિ થાય, ત્યારે ઇશ્વર કૃપાથી જીવ પ્રકૃતિના બંધનમાંથી છુટે અને તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન થાય, તે મોક્ષ છે, એવો પતંજલિ મુનિનો મત છે.

એ પ્રમાણે મોક્ષ પ્રાપ્ત કરવામાં યોગ એટલે ચિત્તવૃત્તિનિરોધ અથવા સમાધિ તે મુખ્ય છે. તેને માટે અભ્યાસ અને વૈરાગ્યની આવશ્યકતા બતાવી છે, અને ચિત્ત સ્થિર કરવાના કેટલાક ઉપાયો અને ક્રિયાઓ બતાવી છે. એ ઉપાયોથી મનને મારવું એ ઉદ્દેશ છે. બાહ્ય ક્રિયાથી શરીરને દમી મનને મારવું તે હઠયોગ છે, અને જ્ઞાનથી મનને મારવું તે રાજયોગ કહેવાય છે. હઠયોગ કરતાં રાજયોગ શ્રેષ્ઠ મનાય છે. યોગના આઠ અંગ છે. યમ,

નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ અષ્ટાંગ છે. પ્રાણ સાથે મનને ઘણો સંબંધ છે, તેથી પ્રાણ કાબુમાં આવે તો મન જીતાય, એમ માની પ્રાણાયામ કરવાની ઘણી યુક્તિઓ બતાવી છે. યોગ એટલે સમાધિ તેના બે પ્રકાર કહ્યા છેઃ—સંપ્રજ્ઞાત અથવા સવિકલ્પ અને અસંપ્રજ્ઞાત અથવા નિર્વિકલ્પ. એ સમાધિથી ક્લેશ, કર્મ, વિપાક અને આશય નાશ પામે ત્યારે દુઃખ, કર્મવાસના, અને વિષયાસક્તિથી જીવ છુટો થઇ જાય છે.

યોગ કરવામાં પ્રથમ યમ નિયમ સાધવાના છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમ છે; અને શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ પાંચ નિયમ છે. આસનોમાં પદ્મ, ભદ્ર,

સ્વસ્તિક, અને વીર એ મુખ્ય છે. યમ, નિયમ અને આસનથી ચિત્તવૃત્તિનો નિરોધ ન થાય તો પ્રાણાયામ કરવાનું કહ્યું છે. પૂરક, રેચક અને કુંભક એ પ્રાણાયામના પ્રકાર છે. ઇંદ્રિયોને વિષયોમાં વળગવા ન દેવી તે પ્રત્યાહાર છે. શરીરમાંના સાત ચક્ર પૈકી કોઇ એક ચક્રમાં અથવા દેવની મૂર્તિમાં ચિત્તને સ્થિર બાંધવું તે ધારણા છે. જેમાં ધારણ કરી હોય તેમાં ચિત્ત એકરસ તદ્રૂપ થઇ જાય તે ધ્યાન છે. ધ્યાનની પરિપાકાવસ્થા તે સમાધિ છે.

યોગદર્શનકાર દ્વૈતવાદી છે; તેમણે પરિણામવાદ સ્વીકાર્યો છે; ઇશ્વરકૃપાની આવશ્યકતા બતાવી છે; તે માટે યોગનું સાધન જણાવ્યું છે, અને પ્રકૃતિના બંધનમાંથી છુટવારૂપ મોક્ષ માન્યો છે.

મિમાંસા દર્શનના કર્તા જૈમિનિ ઋષિ છે. મોક્ષનો વિચાર કરવામાં તેમણે વેદ ઉપર સંપૂર્ણ આધાર રાખ્યો છે. વેદ બાહ્ય કોઇપણ વિચાર કે તર્ક તેમને માન્ય નથી. તત્વ સંબંધી કંઇ વિશેષ શોધખોળ તેમણે કરી નથી, પણ ધર્મ શું તે સંબંધી વિચાર તેમણે કર્યો છે, અને એવો નિર્ણય જણાવ્યો છે, કે વેદવિહિત યજ્ઞ યાગાદિ કર્મ કરવાં તેજ ધર્મ છે, તેથીજ દેવતા પ્રસન્ન થાય છે, અને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. સ્વર્ગની પ્રાપ્તિ તેજ મોક્ષ છે એમ માન્યું છે. જગતના ભ્રમને અખ્યાતિ કહે છે. મિમાંસા દર્શનમાં વેદમંત્રોના અર્થ અને યજ્ઞયાગાદિ કર્મની વિધિ સંબંધી વિચાર કર્યો છે. એ માત્ર કર્મ માર્ગ છે. વેદ અનાદિ અને અપૌરુષેય છે એમ માન્યું છે અને તેમ કરવામાં પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ

અને અનુલબ્ધિ એ છ પ્રમાણનો આધાર લીધો છે. મિમાંસા દ્વૈતવાદી છે.

છેલ્લું દર્શન તે વેદાંત છે. વેદનો અંત એટલે ઉપનિષદ તે વેદાંત કહેવાય છે. ઉપનિષદોનું રહસ્ય સારી રીતે સમજાય એ માટે વ્યાસે કેટલાંક સૂત્ર રચ્યાં છે, તે વેદાંતસૂત્ર અથવા બ્રહ્મસૂત્ર છે. દશ મુખ્ય ઉપનિષદ, બ્રહ્મસૂત્ર અને ભગવદ્‌ગીતા એ ત્રણનું નામ પ્રસ્થાનત્રય છે તે ઉપર શ્રીશંકરાચાર્યે ભાષ્ય કરેલાં છે. તેજ વેદાંતદર્શન કહેવાય છે. સર્વ દર્શનોમાં એજ શિરોમણિ મનાયું છે, અને એનાથીજ મોક્ષ પ્રાપ્ત થાય છે એવો સર્વ પંડિતોનો મત છે. એમ હોવાથી વેદાંતનું રહસ્ય જાણવાની આવશ્યકતા છે. પુજ્યપાદ શ્રીશંકરાચાર્ય ભગવાને ઉપનિષદોના ભાષ્ય, બ્રહ્મસૂત્ર ઉપર શારીરીક ભાષ્ય અને ભગવદ્‌ગીતા ઉપર ભાષ્ય જે

કરેલાં છે, તે ઉત્તમ અધિકારી માટે છે. મધ્યમ અધિકારી માટે તેમણે વિવેકચુડામણી, અપરોક્ષાનુભૂતિ, સ્વાત્મનિરૂપણ, આત્મબોધ અને વાક્યવૃત્તિ એ પંચરત્ન તથા ઉપદેશ શાહસ્ત્રી એ આદિ ગ્રંથો રચેલા છે, અને કનિષ્ટ અધિકારી માટે દેવોના અષ્ટાકો અને સ્તોત્રો કરેલાં છે. એ ગ્રંથોના અભ્યાસથી વેદાંતનું રહસ્ય સમજાઈ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

જીવ અને ઇશ્વર એક છે કે ભિન્ન છે? તેમનું સ્વરૂપ કેવું છે? આ જગતની ઉત્પત્તિ શી રીતે થઇ? જીવ એક છે કે અનેક છે? જગત સત્ય છે કે મિથ્યા છે? મોક્ષ શી વસ્તુ છે અને તે કેમ પ્રાપ્ત થાય? એ વિષયોમાં ષડ્દર્શનકારોના મત ભિન્ન ભિન્ન છે. શંકર વેદાંતનો અદ્વૈતવાદ છે. એનો એવો મત છે કે બ્રહ્મ એક અદ્વિતિય સત્ય છે. બ્રહ્મથી ભિન્ન

કંઇ પણ નથી. જીવ, આત્મા, ઇશ્વર અને બ્રહ્મ એ એકજ છે, પણ ઉપાધિને લીધે ભિન્ન ભાસે છે. માયા એ બ્રહ્મની શક્તિ છે. તે શુદ્ધ સત્વગુણપ્રધાન માયામાં બ્રહ્મનું પ્રતિબિંબ પડે છે તે ઇશ્વર છે, અને મલિન સત્વગુણપ્રધાન અવિદ્યામાં બ્રહ્મનું પ્રતિબિંબ પડે છે તે જીવ છે. સત્, ચિત્, અને આનંદસ્વરૂપ બ્રહ્મ છે. તે એક, નિત્ય, સ્વયંપ્રકાશ અને વ્યાપક છે. જ્ઞાન, ચૈતન્ય એજ બ્રહ્મ છે. તેમાં દ્વૈત છેજ નહિ. સાંખ્ય મતવાળા જડ અને ચેતન એવા બે પદાર્થ માને છે. તે વેદાંતને માન્ય નથી. જ્ઞાનથી ભિન્ન બીજું કંઇ પણ નથી. જ્ઞાનજ ઇંદ્રિયોદ્વારા બહાર નીકળી પદાર્થમાં મળી જુદે જુદે રૂપે ભાસે છે, તે વૃત્તિ છે. જડ ચેતન એકરૂપજ છે. તેમાં કંઇ ભેદજ નથી. એજ અદ્વૈતવાદ છે. ચેતન સિવાય કોઇ

જડ પદાર્થ છેજ નહિ. આ સૃષ્ટિમાંના સર્વ જડ પદાર્થોમાં ચેતન અને લાગણી છે, એમ કલકત્તાના પ્રસિદ્ધ ડાકતર બોસે શાસ્ત્રીય રીતે હમણા પ્રસિદ્ધ કર્યું છે.

જગતની ઉત્પત્તિ સંબંધી વેદાંતનો એવો મત છે, કે જગત સત્ય નથી, પણ મિથ્યા ભ્રમ છે. તે પરમાણુંમાંથી કે પ્રકૃતિના પરિણામથી ઉત્પન્ન થયું નથી, અને બ્રહ્મ કે ઇશ્વિર તેનો કર્તા નથી. બ્રહ્મ અકર્તા છે. પણ જેમ દોરડીમાં સર્પ અંધારામાં ભ્રાંતિથી ભાસે, તેમ બ્રહ્મમાં જગત અજ્ઞાનથી ભાસે છે. બ્રહ્મમાં જગતની માત્ર કલ્પના છે. સર્વ બ્રહ્મજ છે. નામરૂપાત્મક પદાર્થ વૃત્તિ છે. એને વિવર્તવાદ કહે છે. એ વિવર્ત શાથી થયો અને શું છે, તે કહી શકાય એમ નથી, તેથી એને અનિર્વચનીય ખ્યાતિવાદ પણ કહે છે. એ પ્રમાણે અન્ય

દર્શનોના જગતની ઉત્પત્તિ સંબંધીના આરંભ-વાદ અને પરિણામવાદને વેદાંતે ખોટા પાડયા છે.

વેદાંતવાદીઓમાં પણ કેટલોક મતભેદ છે. તેમાંના કેટલાક વિવર્તવાદ માન્ય રાખતા નથી, પણ અવચ્છેદવાદ અને પ્રતિબિંબવાદ સ્થાપન કરે છે. દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ, અને વસ્તુપરિચ્છેદ એ ત્રણ પરિચ્છેદ તેજ અવચ્છેદ અથવા ભેદ છે, અને તેથીજ સઘળી પદાર્થસિદ્ધિ છે, એમ તેઓ કહે છે. બ્રહ્મથી ભિન્ન વાસ્તવિક કંઇ પણ નથી. સઘળું બ્રહ્મ મય, જ્ઞાનરૂપ છે, તેમાં અવચ્છેદની ભાવના થાય છે. એ અવચ્છેદવાદ છે. કેટલાક કહે છે કે બ્રહ્મ બિંબરૂપ છે. તે પોતેજ પ્રતિબિંબરૂપ ભાસે છે. નામરૂપાત્મક બીજો કોઇ પદાર્થ છેજ નહિ. એ બિંબપ્રતિબિંબવાદ છે. કેટલાકનો એવો મત છે કે કંઈ કોઇથી ઉત્પન્ન થયું

નથી અને થવાનું નથી. કોઇ કોઇનું કારણ નથી અને કાર્ય નથી. કેવળ બ્રહ્મ અજાત, સત્ય છે. એને અજાતવાદ કહે છે. કેટલાક દૃષ્ટિસૃષ્ટિવાદ માને છે. તેઓ એમ કહે છે કે બ્રહ્મથી ભિન્ન કંઈ પણ નથી. અંતઃકરણની વૃત્તિજ પદાર્થરૂપે ભાસે છે. એ વૃત્તિ તેજ દૃષ્ટિ અને તે પદાર્થરૂપે જણાય તે સૃષ્ટિ છે. કેટલાક એથી વિરૂદ્ધ પડી જણાવે છે, કે સૃષ્ટિ તો છે, પણ તે કંઇ સુખ દુઃખ કરે એવી નથી. જીવને સુખ દુઃખ કરે છે તે તો પોતાના મને કલ્પેલી મિથ્યા માનસિક સૃષ્ટિ છે. એ સૃષ્ટિદૃષ્ટિવાદ છે.

દર્શનકારોમાં જે બીજો મતભેદ છે, તે મોક્ષ સંબંધમાં છે. અજ્ઞાન નાશ પામે, જીવ-ભાવ મટે, અને જીવ તથા બ્રહ્મની એકતા સમજાઈ હું બ્રહ્મ છું, એવું જ્ઞાન થાય, તે વેદાંતનો કૈવલ્ય નામનો મોક્ષ છે. ભેદવાદી

બીજા દર્શનકારો સારૂપ્ય, સાલોક્ય, સાનિધ્ય, સાર્ષ્ટિ અને સાયુજ્ય, એવા પાંચ પ્રકારના મોક્ષ માને છે. તેઓ જીવ, ઇશ્વરનો ભેદ માનનારા હોવાથી ઇશ્વરના જેવું રૂપ પામવું, ઇશ્વરના જેવી દૃષ્ટિ થવી, તેના સાનિધ્યમાં રહેવું, તેના જેવો અધિકાર પામવો, અને તેનામાં જોડાઇ જવું, એ પ્રકારનો મોક્ષ સ્વીકારે છે.

વેદાંતદર્શનની એક ખુબી એ છે, કે બીજા દર્શનકારોએ પોતાને ફાવતી શ્રુતિઓનો આધાર લીધો છે, પણ પુજ્યપાદ શ્રીશંકરાચાર્યે સર્વ શ્રુતિઓનો સમન્વય કરી તેમનો તાત્પર્ય કહાડી અર્થ કર્યો છે. તેમ કરવામાં પ્રમાણ સંબંધી ન્યાયદર્શનની, વેદાર્થ સંબંધી મીમાંસાની, અને તત્વવિચાર સંબંધી સાંખ્ય અને યોગની સહાયતા તેમણે લીધી છે. એ રીતે શ્રુતિ, યુક્તિ અને અનુભવવડે તેમણે સર્વે સિદ્ધાંતો પ્રતિપાદન કર્યા છે.

વેદાંત એ અદ્વૈત જ્ઞાનમાર્ગ છે. એ અદ્વૈત વાદમાં પાછળથી થયલા બે મુખ્ય સંપ્રદાયવાળાઓએ કેટલોક વધારો કર્યો છે. દર્શનકાળ પછી દેશમાં કેટલાંક કારણોને લીધે અવ્યવસ્થા થઇ હતી. તત્વવિચાર અને જ્ઞાનમાર્ગ સમજવામાં સૂક્ષ્મદષ્ટિની આવશ્યકતા છે, તેનો અભાવ થયો હતો. પ્રાકૃત જનોમાં ધર્મબુદ્ધિ ઉત્પન્ન કરવાના હેતુથી શ્રીરામાનુંજ અને શ્રીવલ્લભ એ બે સંપ્રદાયો સ્થાપન થયા હતા. તેમણે ભક્તિપ્રધાન્ય સ્થૂલ માર્ગની યોજના કરી. તેઓ કેટલાક વધારા સાથે અદ્વૈતવાદ સ્વીકારે છે. શ્રીરામાનુજ વિશિષ્ટાદ્વૈતવાદ માને છે. તેઓ અદ્વૈત બ્રહ્મને વિશેષણ લગાડે છે. ચિદચિદ્વિશિષ્ટ ઇશ્વર છે, એમ તેઓ કહે છે. શ્રીશંકરાચાર્યનો માયામિથ્યાત્વવાદ તેઓ માનતા નથી. તેઓ કહે છે કે સર્વ બ્રહ્મમય છે, પણ અંતર્યામિ

ઇશ્વર, જીવ (ચિત્) અને જડ જગત (અચિત્) એવા બ્રહ્મના ત્રણ અંગ છે. તે ત્રણ અંશ બ્રહ્મથી ભિન્ન છે, અને અન્યો અન્ય પણ વિલક્ષણ છે. ઇશ્વર સ્વરૂપના સૂક્ષ્મ ચિત્ અચિત્ તત્વોમાંથી અનેક જીવ અને જગત ઉત્પન્ન થાય છે. સાકાર સગુણ વાસુદેવની કૃપાથી અને ભક્તિથી તેના વૈકુંઠ નામના સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, અને ત્યાં સાનિધ્ય અને સાલોક્યાદિ મુક્તિ મળે છે. એ પ્રમાણે શ્રીરામાનુજ સંપ્રદાયનો વિશિષ્ટાદ્વૈત મત છે.

શ્રીવલ્લભ સંપ્રદાય અથવા પુષ્ટિમાર્ગના પ્રવર્તક શ્રીવલ્લભાચાર્ય મહારાજે અદ્વૈતવાદ સ્વીકાર્યો છે. પણ તે વેદાંતનો કેવલાદ્વૈતવાદ નહિ પણ શુધ્ધાદ્વૈત છે. વેદાંતમાં માયાવડે થયલા અધ્યાસથી સૃષ્ટિની ઉત્પત્તિ માની છે, પણ એમણે માયારહિત શુધ્ધ બ્રહ્મનો સ્વીકાર

કર્યો છે. શુધ્ધ બ્રહ્મના આવિર્ભાવ તિરોભાવથી સૃષ્ટિની ઉત્પત્તિ સત્ય માની છે. જીવ બ્રહ્મનું ઐક્ય વિવર્તવાદવડે નહિ, પણ અવિકૃત પરિણામવાદવડે અગ્નિસ્ફુલિંગ ન્યાયથી માન્યુ છે; એટલે જીવ અને બ્રહ્મ એકજ છે, એમ નહિ, પણ જેમ અગ્નિનો તણખો અગ્નિનો અંશ છે, તેમ જીવ એ ઇશ્વરનો અંશ છે. માયાને બદલે એ સંપ્રદાયવાળા લીલા માને છે, અને બ્રહ્મ પોતાની લીલાથી જીવાદિ સૃજે છે, એમ કહે છે. તેઓ સાકાર સગુણ વિષ્નુને પરબ્રહ્મ પુરૂષોત્તમ માની તેની ભક્તિ કરે છે. તે ભક્તિથી શ્રીકૃષ્ણ પરમાત્માની કૃપા થાય છે અને ગોલોકમાં જવાય છે. મોક્ષ માટે જોઇતું જ્ઞાન ઇશ્વરના અનુગ્રહ વિના થઇ શકતું નથી એમ તેઓ કહે છે. પરાભક્તિ, પ્રેમલક્ષણા ભક્તિવડે સાયુજ્ય મોક્ષ મળે છે, એમ તેઓ કહે છે.

વાસ્તવિક રીતે જોતાં એવી ભક્તિ અને જ્ઞાન તેમાં કંઇ ભેદ જેવું નથી. ભક્તિ વિના જ્ઞાન થઇ શકતું નથી.

મોક્ષની શોધખોળ માટે ઉપર પ્રમાણે તત્વ-વિચાર થયા છે. તાત્પર્ય એ નીકળે છે કે આત્મજ્ઞાન વિના મોક્ષની સીદ્ધિ થઇ શકતી નથી. ત્યારે પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે કર્મ અને ઉપાસના અથવા ભક્તિનું સ્થાન ક્યું? અને મોક્ષ માટે તેમની આવશ્યકતા છે કે નહિ? એ સંબંધમાં વેદાંતનો મત એવો છે, કે જ્ઞાનથીજ મોક્ષ પ્રાપ્ત થાય છે, પરંતુ જ્ઞાનનો પાયો કર્મ અને ઉપાસના કે ભક્તિજ છે. જ્ઞાનનો અધિકાર થવા માટે કર્મ અને ભક્તિ એ પ્રથમ પગથીયાં છે. આરસામાં મ્હોં જોતાં આરસો સ્વચ્છ અને મેલ વિનાનો હોય, તો તેમાં પ્રતિબિંબ પડે છે; પરંતુ જો

તે મલિન હોય, તો તેમાં પ્રતિબિંબ પડતું નથી. તેજ પ્રમાણે અંતઃકરણ મેલ, અને વિક્ષેપ રહિત, સ્વચ્છ અને સ્થિર હોય, તો તે જ્ઞાનને યોગ્ય થાય, અને તેમાં જ્ઞાનની છાપ પડે. અંતઃકરણનો મેલ તે રાગદ્વેષ અને પાપ બુદ્ધિ છે, અને વિક્ષેપ તે મનની ચંચલતા છે. કર્મથી પાપ બુદ્ધિ મટી અંતઃકરણ શુદ્ધ થાય છે, તેથી અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ અવસ્ય છે. તેવી શુદ્ધિ થતાં સુધી કર્મ કરતા રહેવું જોઇએ. તેજ પ્રમાણે મનની ચંચલતા ઉપાસનાથી મટે છે. એ કારણથી અંતઃકરણ નિર્મલ અને નિશ્ચલ કરવા માટે કર્મ અને ઉપાસના કે ભક્તિની આવશ્યકતા છે. મુમુક્ષુએ તે પ્રથમ સાધવાં જોઇએ. પણ મનુષ્ય આયુસ ટુંકું છે અને સાધવાનું તથા જાણવાનું ઘણું છે, માટે કર્માનુષ્ટાન, ઉપાસના, ભક્તિ

અને તત્વવિચારનો અભ્યાસ એ સઘળું સાથે સાથે પોતાના અધિકાર પ્રમાણે ચલાવવામાં આવે તો ધારેલો હેતુ પાર પાડવાનું સુગમ થાય છે.

એ કર્મનું સ્વરૂપ જાણવું જોઇએ. કર્મ એટલે શાસ્ત્રાનુસાર ધર્મની ક્રિયા. વિહિત અને નિષિદ્ધ એવા કર્મના ભેદ છે. નિષિધ્ધ એટલે પાપકર્મ તે કદી કરવાં નહિ. વિહિત કર્મના ચાર ભેદ છેઃ—નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને પ્રાયશ્ચિત. વિહિત કર્મમાં યજ્ઞ, દાન અને તપ એ મુખ્ય છે. તે કર્મો આસક્તિ વિના નિષ્કામ એટલે ફલની ઇચ્છા રહિત ઈશ્વરાર્પણ બુદ્ધિથી અંતઃકરણની શુધ્ધિ થતાં સુધી નિત્ય અવશ્ય કરવાં, એમ શ્રીકૃષ્ણે અર્જુન પ્રત્યે ભગવદ્‌ગીતાનાં ૧૮માં અધ્યાયમાં બોધ કર્યો છે, તે છેવટનો નિર્ણય છે એમ

જાણવું. સકામ કર્મ એટલે ફળની ઈચ્છાથી કરેલાં કર્મ બંધન કરતા છે અને જન્મમરણુ-રૂપી સંસારનો હેતુ છે.

કર્મના બીજા પણુ ત્રણ ભેદ છેઃ—સંચિત, પ્રારબ્ધ, અને ક્રિયમાણુ અથવા આગામિ. સંચિત અને આગામિ કર્મનો નાશ બ્રહ્મના સાક્ષાત્કાર અથવા અપરોક્ષ જ્ઞાનથી થાય છે. ક્રિયમાણુ કર્મ કર્તાપણાના અને ભોક્તાપણાના અભિમાન રહિત થઈ કરવામાં આવે, તો તે બંધન કરતા થતાં નથી. પ્રારબ્ધ કર્મનાં ફળ તો ભોગવવાંજ પડે. ભોગ વિના તેનો નાશ થતોજ નથી. સુખ દુઃખ જે પ્રારબ્ધ કર્મનાં ફળ છે, તે ભોગવવા માટેજ આ દેહ બંધાયો છે, અને જન્મ થયો છે. પ્રારબ્ધ કર્મનાં ફલનો ભોગ પુરો થાય, ત્યારેજ તેનો ક્ષય આ દેહની સાથેજ થાય છે. એમ હોવાથી જ્ઞાની અને

અજ્ઞાની સર્વને પોતાનાં પ્રારબ્ધ કર્મનાં ફલ તો ભોગવવાંજ પડે છે.

કેટલાક પ્રારબ્ધવાદીઓ એમ કહે છે, કે જ્યારે પ્રારબ્ધ પ્રમાણેજ બધું થાય છે, અને તેનાં સારાં અથવા માઠાં ફલ ભોગવવાંજ પડે છે, ત્યારે પુરૂષપ્રયત્નની કંઇ આવસ્યકતા નથી. એ સંબંધમાં વેદાંતનો નિર્ણય એ છે, કે પોતાનાં કર્મ અને પુરૂષપ્રયત્નથીજ પ્રારબ્ધ બંધાય છે. પ્રારબ્ધ કંઇ સ્વતંત્ર રીતે ઉત્પન્ન થતું નથી. તેને પોતાનાં કર્મ અથવા પુરૂષાર્થ ઉત્પન્ન કરે છે. પ્રારબ્ધ પાંગળું છે, તેને કર્મ કે પુરૂષાર્થ ચલાવે છે. ઇષ્ટ એટલે શુભ, અનિષ્ટ એટલે અશુભ અને મિશ્ર એવા ત્રણ કર્મના પ્રકાર છે. શુભ કર્મોથી શુભ વાસના, પુણ્યરૂપ પ્રારબ્ધ અને તેથી ઉત્તમ દેહ તથા સુખ પ્રાપ્ત થાય છે. અશુભ કર્મોથી દુષ્ટ વાસના, પાપરૂપ

પ્રારબ્ધ અને તેથી પશુ પક્ષિઓની યોનિમાં જન્મ તથા દુઃખ થાય છે, મિશ્ર કર્મોથીપુણ્યપાપ-રૂપ પ્રારબ્ધ બંધાઈ મનુષ્ય યોનિમાં જન્મ થાય છે, અને પુણ્યકર્મ તથા પાપકર્મના પ્રમાણ પ્રમાણે સુખ અને દુઃખ એ બંને ભોગવવાં પડે છે. સુખ અને દુઃખ આપનાર કોઇ બીજું નથી. પણ પોતાનાં કર્મજ છે. કોઇ બીજાથી સુખ દુઃખ થાય છે, એમ માનવું તે અજ્ઞાન છે. એમ હોવાથી શુભ કર્મો કરવા માટે પુરૂષપ્રયત્નની કેટલી આવશ્યકતા છે તે ઝટ સમજાશે.

મોક્ષની પ્રાપ્તિ માટે રજોગુણ અને તમોગુણ ત્યજી સત્વગુણની વૃધ્ધિ કરવી જોઇએ. ભગવદ્દગીતામાં કહેલું છે કે દૈવી સંપત્તિ પ્રાપ્ત કરવી અને આસુરી સંપત્તિનો નાશ કરવો. સાત્વિક વૃત્તિ તે દૈવી સંપત્તિ છે અને રજો-

તમોગુણ તે આસુરી સંપત્તિ છે. સત્વગુણની વૃદ્ધિ અને દૈવી સંપત્તિની પ્રાપ્તિ તથા આસુરીવૃત્તિનો નાશ પ્રારબ્ધથી નહિ, પણ પુરૂષાર્થથીજ થાય છે. તેજ પ્રમાણે જ્ઞાનના બહિરંગ સાધન જે કર્મ અને ઉપાસના કિંવા ભકિત અને સાત અંતરંગ સાધન એટલે વિવેકાદિ સાધનચતુષ્ટય તથા શ્રવણ, મનન અને નિદિધ્યાસન, એ સર્વ પુરૂષ પ્રયત્નથીજ પ્રાપ્ત થાય છે. વળી મોક્ષ માટે તત્વવિચાર વાસનાક્ષય, અને મનોનાશની પણ આવશ્યકતા છે. તે પણ પુરૂષપ્રયત્નથીજ સિધ્ધ થાય છે. તેમાં પ્રારબ્ધ કંઈ કરી શકતું નથી. નિર્માણ થયલાં સુખ દુઃખનો ઉપભોગ કરાવવો એજ પ્રારબ્ધનું કામ છે. સારાંશ એ છે કે જ્ઞાનની પ્રાપ્તિ માટે પુરૂષપ્રયત્ન આવશ્યક છે.

જ્ઞાન પ્રાપ્ત થયા પછી બે માર્ગ છે. સંન્યાસ ગ્રહણ કરી સર્વ કર્મ ત્યજી આત્મ

ચિંતનમાં સમય ગાળી આયુષ પુરૂં કરવું એ એક માર્ગ બીજો માર્ગ એ છે, કે સ્વાર્થ બુધ્ધિથી રહિત થઇ, સર્વને વિષે સમાન ભાવ રાખી સર્વનું હિત થાય અને જગતનું કલ્યાણ થાય, એવાં કર્મો કર્તવ્ય સમજી ઇશ્વરાર્પણ બુધ્ધિ મરણ પર્યંત કર્યા જવું. પ્રથમના માર્ગમાં માત્ર સ્વાર્થ રહેલો છે. બીજા માર્ગમાં પરમાર્થ કિંવા પરોપકાર છે. નિષ્કામ બુધ્ધિથી પરોપકાર કર્યાથી પણ મોક્ષની પ્રાપ્તિ થાય છે. એજ માર્ગ શ્રીમદાધ્ય શંકરાચાર્ય અને યાજ્ઞવલ્ક્યાદિ ઋષિ મુનિઓએ ગ્રહણ કર્યો હતો. પ્રસ્તુત સમયના સ્વર્ગસ્થ મહાત્મા દાદાભાઇ નવરોજજી ગોપાળ કૃષ્ણ ગોખલે, એમણે પણ પરમાર્થ દ્રષ્ટિથી જન સમાજનું હિત કરવા માટે મરણ પર્યંત પોતાની સર્વ પ્રવૃત્તિ સમાજ સેવા માટેજ ચલાવી હતી. એવું પરમાર્થ કરવાનું સામર્થ્ય

સર્વ જ્ઞાનીમાં હોતું નથી. જેમને દૃઢ વૈરાગ્ય ઉત્પન્ન થયો હોય, રજોગુણ અત્યંત લીન થયો હોય, અને ઉપરતિ પ્રાપ્ત થઇ હોય તેમને માટે તો પ્રથમનોજ માર્ગ છે. પરંતુ જેમનામાં લોકકલ્યાણ કરવાનું સામર્થ્ય હોય તેમને માટે બીજો માર્ગ ઉત્તમ છે.

ઉપર પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત કરવામાં કર્માનુ-ષ્ઠાન અને ઉપાસના કિંવા ભક્તિ નિશ્ચય ઉપ-યોગી છે, એમ જાણવું. તેજ કારણથી વેદમાં પણ કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડ એવા વિભાગ કરેલા છે. જેનો જેવો અધિકાર હોય તે પ્રમાણેનો માર્ગ તેણે પકડવો. બધા મનુષ્ય કંઇ એક સરખા અધિકારના હોતા નથી. કોઇ પામર, કોઇ વિષયી, કોઇ જીજ્ઞાસુ, અને કોઇ મુક્ત, એ પ્રમાણે મનુષ્યોના ભેદ છે. ભિન્ન ભિન્ન પ્રકૃતિને માટે ભિન્ન ભિન્ન માર્ગ છે.

રૂચે તે માર્ગ પકડી જીવ અને બ્રહ્મની એકતારૂપ જ્ઞાન સંપાદન કરવાનું છે અને તે પ્રમાણે વૃત્તિ તથા વર્તન રાખવાનું છે, કેમકે એવા જ્ઞાનથીજ મોક્ષની સિધ્ધિ છે એવો વેદાંતનો નિર્ણય છે.

યજ્ઞ, દાન, અને તપ, એ ત્રણ પ્રકારના કર્મ નિષ્કામ એટલે ફલની ઇચ્છા વિના પરમાર્થ બુધ્ધિથી લોક સંગ્રહ કિંવા જનહિત માટે અવશ્ય કરવાનાં છે. એજ કર્માનુષ્ટાન અને ઉપાસના કિંવા ભક્તિ છે. સ્નાન, સંધ્યા, દેવ પૂજા, જપ આદિ નિત્ય કર્મો એમંજ આવી જાય છે. વ્રત, ઉપાસના, તિર્થયાત્રા, કૃચ્છ ચાંદ્રાદિક એ તપ છે. એ સર્વ સાધનો અંતઃકરણની શુદ્ધિમાં ઉપયોગી છે. સર્વ પ્રાણી પદાર્થોમાં એકજ દેવગુપ્ત રહેલો છે. તે નિર્ગુણ, નિરાકાર છે, એવો શાસ્ત્રોનો સિદ્ધાંત છે, છતાં અનેક

આકાર તથા રૂપરંગના દેવ દેવીની પૂજા અને આરાધના થાય છે, તે સંબંધમા લોકોમાં ઘણો વાદવિવાદ અને કલહ થાય છે. એ વાદ કરનારાઓ શાસ્ત્રકારોનો હેતુ જાણુતા નથી, એમ કહેવું જોઇએ. ચાર હાથવાળા વિશ્નુ, ત્રણ નેત્રવાળા શિવ, શુંઢવાળા ગણુપતિ અને આઠ હાથવાળી દેવિ એવી મૂર્તિઓનું પુજન અને આરાધના પુરાણોમાં કહેલાં છે, અને તેજ બ્રહ્મ છે, એમ સમજવાનું કહેલું છે. એ બ્રહ્મ એક અદ્વિતિય, માયાવિશિષ્ટ કારણુ છે. દેવદેવીઓ માયાકૃત કારણુ છે, તેથી તે કાર્યબ્રહ્મ કહેવાય છે, પરંતુ તેમનું કારણુ પણુ બ્રહ્મ છે. જેમની મંદ બુદ્ધિમાં એક, અવ્યક્ત, સૂક્ષ્મ કારણુબ્રહ્મનું જ્ઞાન ઉતરી શકે નહિ તેમને માટે અનેક આકારના અનેક સ્થૂલ દેવદેવીઓની કલ્પના શાસ્ત્રકારોએ કરેલી છે. તેમાં હેતુ એ

રહેલો છે કે મંદ બુદ્ધિવાળા મનુષ્યો આકારી દેવનું ધ્યાન બ્રહ્મરૂપે કરી શકે, અને તે રીતે ધીમે ધીમે સ્થૂલ ઉપરથી સૂક્ષ્મ, નિરાકાર બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે. ધ્યાન અને ઉપાસના માટેજ મૂર્તિનું પ્રયોજન છે. સર્વ પદાર્થોમાં એકજ બ્રહ્મદેવ ગુપ્ત છે. તેથી મૂર્તિપૂજન એ મૂર્તિદ્વારા બ્રહ્મનીજ ઉપાસના છે. બુદ્ધિ સ્થિર કરવા માટે ધ્યાન અને ઉપાસના છે. શાસ્ત્રમાં ન કહેલા એવા આકારી પદાર્થની ઉપાસના કરવા કરતાં શાસ્ત્રમાં બતાવેલા સાકારી દેવની ઉપાસના કરવાથી પણ કનિષ્ટ અધિકારવાળા મંદબુદ્ધિના પ્રાકૃત મનુષ્યોના અંતઃકરણ શુદ્ધ અને નિશ્ચલ થઇ શકે છે. ઉત્તમ અધિકારી મુમુક્ષુજનો જેઓ નિરાકાર, નિર્ગુણ, અવ્યક્ત બ્રહ્મનું ધ્યાન કરી શકે અને તેને જાણી શકે તેમને મૂર્તિનું કંઈ પ્રયોજન નથી. મૂર્તિપૂજાની

નિંદા કરનારા સુધારકોએ શાસ્ત્રકારોનો એ હેતુ ધ્યાનમાં લઇને મૂર્તિપૂજા સંબંધીનો વાદ વિવાદ છોડી દઇ કલહ મટાડવો જોઇએ.

મૂર્તિપૂજાની પેઠે શ્રાધ્ધ સંબંધમાં પણ નવા વિચારના સુધારકો તકરાર ઉઠાવે છે. શ્રાધ્ધમાં દાન થાય છે, તે તો પ્રસિધ્ધ છે. દાન કર્તવ્ય છે. વળી શાસ્ત્રમાં કહેલા પ્રયોજન ઉપરાંત શ્રાધ્ધ એ પિતૃભક્તિ અને પૂર્વજોનું સ્મરણ છે. જેમ ચાલુ સમયમાં મહાપુરૂષોના અને દેશના હિતકર્તાઓના પુતળાં અને છબી ગોઠવવામાં આવે છે, તેમની જયંતિઓનો ઉત્સવ ઉજવવામાં આવે છે, અને તેમની યાદગીરી બીજી રીતે કાયમ રાખવામાં આવે છે, તેજ પ્રમાણે શ્રાધ્ધમાં પુર્વજોનું સ્મરણ જાગૃત રાખવાનો હેતુ સમાયલો છે. એમ હોવાથી મૂર્તિપૂજા અને શ્રાધ્ધના રીવાજો વિચ્છેદ કરવા

પ્રયત્ન થાય છે અને તેમ કરી દેશમાં કુસંપ વધારવામાં આવે છે તે મૂળ હેતુ સમજ્યા વિનાનો અવિચારી પ્રયત્ન ઇચ્છવાજોગ નથી.

મોક્ષના સાધન સંબંધમાં વેદાંતનો સારાંશ કર્તાના અધિકાર પ્રમાણે એવો છે કે, ઉત્તમ અધિકારીએ તત્વદષ્ટિથી વેદાંતવિચાર કરી બ્રહ્માત્મૈક્ય જ્ઞાન પ્રાપ્ત કરવું. એ ઉતમ માર્ગ છે. એ પ્રમાણે કરવાનું સામર્થ્ય ન હોય, તેવા મધ્યમ અધિકારીએ શ્રવણ, મનનથી બ્રહ્મને જાણી નિષ્કામ બુધ્ધિથી નિરાકાર બ્રહ્મની ઉપાસના, ભક્તિ, ધ્યાન, સમાધિ કરવાં. એમ કરવામાં અવલંબનની જરૂર લાગે તો 'ૐ' જે શબ્દબ્રહ્મ કહેવાય છે, અને જે બ્રહ્મનું પ્રતિક છે, તેનું ધ્યાન કરવું. તેમ કરવામાં જેઓ અ મંદ અધિકારી હોય અને સાકાર બ્રહ્મનું પણ ધ્યાન કરી શકે નહિ, તેમણે ઇશ્વરાર્પણ બુધ્ધિથી

નિષ્કામ કર્મયોગ ગ્રહણ કરી શાસ્ત્રોક્ત કર્મ કરવાં. જેઓ ઘણીજ મંદ બુધ્ધિના હોવાથી નિષ્કામ કર્મ કરી શકતા નથી, તેમણે ફલની ઇચ્છા સહિત સકામ કર્મ કરવાં. પણ જેઓ એમાનું કંઇપણ કરી શકે નહિ, તેવા પામર જીવોના રક્ષણ માટે કંઈ ઉપાયજ નથી.

પૂજ્યપાદ ભગવાન **શ્રીશંકરાચાર્યે** મધ્યમ અધિકારી માટે વિવેકચુડામણી, અપરોક્ષાનુભૂતિ, આત્મબોધ, વાક્યવૃત્તિ, સ્વાત્મનિરૂપણ, શત શ્લોકી એ ગ્રંથો રચેલાં છે. તેમનો સાર એકત્ર કરી સર્વને સમજાય એવી સરળ ભાષામાં આ લઘુ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. એનો તથા વેદાંતસિદ્ધાંત અથવા સરળ પંચદશી એ નામના મારા એવાજ બીજા લઘુપુસ્તકનો અભ્યાસ કર્યાથી વેદાંતના સિધ્ધાંત અને પ્રક્રિયા જીજ્ઞાસુ મનુષ્યોના સમજવામાં

સારી રીતે આવશે. વેદાંત સંબંધીના પુસ્તકો વાંચવામાં કેટલાક પરિભાષાના શબ્દોના અર્થ જાણવાની આવશ્યકતા છે. તે વિના વેદાંત સમજવામાં મુઝવણ થાય છે. એ માટે એવા થોડાક શબ્દોનો કોશ આ પુસ્તકમાં છેવટે આપવામાં આવ્યો છે.

આ પુસ્તક લખવામાં પંડિત નારાયણ મૂલજીએ પ્રસિધ્ધ કરેલું શંકરાચાર્યકૃત પંચરત્ન, શ્રી નથુરામ શર્માકૃત શ્રી શંકરાચાર્ય અષ્ટાદશ રત્ન, મનસુખરામકૃત વિચારસાગર, વૃત્તિપ્રભાકર, તર્કભાષ્ય, તર્કસંગ્રહ, વેદાંતસંજ્ઞા, આપ્ટેકૃત સંસ્કૃતકોશ અને મણિલાલકૃત સિધ્ધાંતસાર એ પુસ્તકોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. તે ગ્રંથકર્ત્તાઓનો આ સ્થળે હું મ્હોટા આભાર માનું છું.

**બારડોલી** } **માધવરામ હરિનારાયણ**
તા. ૧૫ મે ૧૯૧૮ } **વ્યાસ**

# પ્રાતઃસ્મરણ.

प्रातः स्मरामि हृदि संस्फुरदात्म तत्वं
सच्चित्सुखं परम हंसगतिं तुरीयम् ।
यत्स्वप्नजागरसुषुप्तमवैति नित्यं
तद्ब्रह्म निष्कलमहं न च भूतसंघः ॥ १ ॥
प्रातर्भजामि मनसो वचसामगम्यं
वाचो विभान्ति निखिला यदनुग्रहेण ।
यन्नेतिनेति वचनैर्निगमा अवोचु
स्तं देवदेव मजमच्युतमाहुरग्र्यम् ॥ २ ॥
प्रातर्नमामि तमसः परमर्कवर्णं
पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यम् ।
यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ
रज्ज्वां भुजंगम इव प्रतिभासितं वै ॥ ३ ॥
श्लोकत्रयमिदं पुण्यं लोकत्रयविभूषणम् ।
प्रातःकाले पठेद्यस्तु सगच्छेत्परमं पदम् ॥

અર્થ—જે આત્મતત્વ હૃદયમાં સ્ફુરે છે, જે સદ્રૂપ, ચિદ્રૂપ, અને આનંદરૂપ છે, જે પરબ્રહ્મની ગતિરૂપ તુરીયપદ છે, જે સ્વપ્ન, જાગરત, અને સુષુપ્તિને નિત્ય જાણે છે, તે બ્રહ્મનું હું પ્રાતઃકાલમાં સ્મરણ કરૂં છું. તે પૂર્ણ બ્રહ્મ હું છું. હું આ ભૂત સમૂહ નથી.

જે બ્રહ્મ મનવાણીવડે અગમ્ય છે, જેના અનુગ્રહથી વાણી પ્રકાશે છે, જેને એ નહિ, એ નહિ, એવાં વચનોવડે વેદ જણાવે છે, તે અજન્મા, અવિનાશી, દેવનાદેવની ભક્તિ હું પ્રાતઃકાલમાં કરૂં છું.

જે અજ્ઞાનથી પર સૂર્યરૂપ છે, જે પૂર્ણ, સનાતન, અને પુરૂષોત્તમ કહેવાય છે, જે સર્વરૂપમાં આ સમગ્ર જગત દોરીમાં સર્પનીપેઠે ભાસે છે, તે બ્રહ્મને પ્રાતઃકાલમાં હું નમન કરૂં છું.

ત્રણ લોકના પ્રકાશક આ મંગળકારી ત્રણ શ્લોક જે પુરૂષ પ્રાતઃકાલે ભણે તે પરમપદ મોક્ષને પામે છે,



# શ્રીશંકરાચાર્ય વેદાંતવચન.

## જ્ઞાનના અધિકારી.

જીવોને મનુષ્ય જન્મ થવો તે દુર્લભ છે. તેમાં પુરૂષનો જન્મ વધારે દુર્લભ છે. તે કરતાં બ્રાહ્મણપણું, તેના કરતાં વેદધર્મ ઉપર આસ્થા, તે કરતાં આત્માનો અનુભવ, અને તે કરતાં બ્રહ્મ સ્વરૂપમાં સ્થિતિ એટલે મોક્ષ, એમ ઉત્તરોત્તર વધારે દુર્લભ છે. એ મુક્તિ કરોડો જન્મના પુણ્યોવિના પ્રાપ્ત થઇ શકતી નથી. મનુષ્યપણું, મુમુક્ષુપણું અને મહાપુરૂષોનો આશ્રય એ ત્રણે ઘણાં દુર્લભ છે. તે પરમાત્માની કૃપાથી મળે છે.

એવો દુર્લભ મનુષ્ય જન્મ અને તેમાં પણ વેદના અર્થનો પાર જાણી શકાય એવું પુરૂષપણું કોઇ પણ પ્રકારે પામીને જે મૂઢ મનુષ્ય પોતાની મુક્તિ માટે પ્રયત્ન કરે નહિ, તેને આત્મઘાતી જાણવો. પોતાના સ્વાર્થમાં જે પ્રમાદ કરે તેના કરતાં બીજો વધારે મૂર્ખ મનુષ્ય કોણ હોઇ શકે?

સર્વ મનુષ્યો પોતાના દુઃખની નિવૃત્તિ અને અત્યંત સુખની પ્રાપ્તિ ઇચ્છે છે. એ આત્યંતિક સુખ તેજ મુક્તિ કે મોક્ષ છે. તે પ્રાપ્ત કરવા માટે પ્રથમ અવશ્યનું એ છે, કે પોતપોતાના વર્ણાશ્રમના ધર્મનું યથાયોગ્ય રીતે પાલન કરવું. સંધ્યા, દેવપૂજા, જપ, તપ, દાન હોમ ઇત્યાદિ નિત્યકર્મો, શ્રાદ્ધાદિ નૈમિતિક કર્મો અને ચાંદ્રાયણાદિ પ્રાયશ્ચિત કર્મોના અનુષ્ઠાનથી અંતઃકરણની શુદ્ધિ થાય છે, અને ઉપાસના, ભક્તિ, પ્રાર્થના તથા ધ્યાનથી ચિત્તનો વિક્ષેપ

દૂર થઈ એકાગ્રચિત્ત થાય છે. એ કર્મો અને ઉપાસનારૂપી તપથી જેમનાં પાપ ક્ષીણ થઇ ગયાં છે, જેઓ ક્રોધ રહિત શાંત ચિત્તવાળા છે, અને જેમને શબ્દાદિ વિષયોમાં પ્રીતિ રહેલી નથી, તેઓ જ્ઞાનના અધિકારી છે. આધ્યાત્મિક, આત્મિક ભૌતિક અને આધિદૈવિક, એ ત્રણ પ્રકારના તાપથી તપેલો, સંસારના દુઃખથી ઉદ્વેગ પામેલો અને ચાર સાધનોથી યુક્ત મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. ઉપર કહેલા તપથી ઇશ્વર પ્રસન્ન થાય છે અને ઇશ્વરના અનુગ્રહથી મનુષ્યને **વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ** અને **મુમુક્ષુતા** એ ચાર જ્ઞાનના સાધનો પ્રાપ્ત થાય છે.

ભલે શાસ્ત્રો ભણો, દેવોનું યજન કરો, શાસ્ત્રવિહિત કર્મો કરો, દેવોની ભક્તિ કરો, પરંતુ આત્મા અને પરમાત્માના એકરૂપણાના

જ્ઞાનવિના સો બ્રહ્માનું આયુશ પુરૂં થતાં સુધી પણ મુક્તિ મળી શકતી નથી. શ્રુતિવચન છે કે ધનવડે એટલે ધનથી થતા યજ્ઞયાગાદિ કર્મોવડે મુક્તિની આશા રાખવી નહિ. એથી સ્પષ્ટ છે કે કર્મો એ મુક્તિનું કારણ નથી. એમ હોવાથી કર્મ અને ઉપાસનાથી અંતઃકરણની શુદ્ધિ અને ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરી યથાર્થ જ્ઞાનની નિષ્ઠાથી ભવસાગરમાં ડુબેલા જીવે પોતાની મેળે પોતાનો ઉદ્ધાર કરવો. સંસારના બંધનમાંથી મુક્ત થવા માટે યજ્ઞ યાગાદિ કર્મોનો ત્યાગ કરી સાધન સંપન્ન થવું અને આત્મ જ્ઞાનના અભ્યાસમાં મંડયા રહેવું જોઇએ.

કર્મ, ઉપાસનાદિ સાધનો કરતાં જ્ઞાન મોક્ષનું સાક્ષાત સાધન છે. કર્મ અંતઃકરણની શુદ્ધિ માટે છે, પણ તેથી આત્મરૂપ વસ્તુની પ્રાપ્તિ થઇ શકતી નથી. એ પ્રાપ્તિ તો જ્ઞાન

અથવા વેદાંત વિચારથીજ થાય છે. કર્મો કરવામાં આવે તેથી લેશ પણ આત્મજ્ઞાન થઇ શકે નહિ. જેમ અગ્નિવિના રસોઇ થઇ શકતી નથી, તેમ જ્ઞાનવિના મોક્ષ થઇ શકતો નથી. જેમ પ્રકાશથી અંધકાર દૂર થાય છે, તેમ જ્ઞાનથી અજ્ઞાન મટે છે. કર્મ અજ્ઞાનનું કાર્ય છે. તે અજ્ઞાનનું વિરોધી નથી. તેથી કર્મોથી અજ્ઞાન મટે નહિ. સંસારનું મૂળ અજ્ઞાન છે.
તેના નાશ માટે બ્રહ્મવિદ્યા જ અવશ્ય છે. તે વિના રાગદ્વેશ મટે નહિ અને સંસારની નિવૃત્તિ થાય નહિ. જેમ ભ્રાંતિથી દોરડીને સર્પ માની ભય પામેલા મનુષ્યના દુઃખ અને ભયનો નાશ દોરડીના સ્વરૂપનો યથાર્થ વિચાર કર્યાથી થાય છે, તેમ સંસારના ભયના દુઃખનો નાશ આત્મ સ્વરૂપના નિશ્ચયનો વિચાર કર્યાથી થાય છે. પણ સ્નાન, દાન કે સેંકડો પ્રાણાયામથી તેનો

નાશ થતો નથી. આત્મવિચારમાં સાધનસંપન્ન અધિકારી, એકાંત સ્થળ અને અનુકુળ સમય આદિ ઉપાયો તથા સદ્‌ગુરૂ એટલાં સહાય કરનારાં છે.

---

## જ્ઞાનનાં સાધન.

મોક્ષની જીજ્ઞાસાવાળા મનુષ્યે પ્રથમ સાધન સંપન્ન થવું જોઇએ. જ્ઞાન પ્રાપ્તિનાં ચાર મુખ્ય સાધન કહેવાય છે–વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ અને મુમુક્ષુતા. શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન એ છ સંપત્તિ છે. એ સર્વનો પ્રકાર નિચે પ્રમાણે છે.

વિવેક–નિત્ય અને અનિત્ય વસ્તુનો વિચાર તે વિવેક છે. બ્રહ્મ નિત્ય એટલે અવિનાશી છે અને તેથી ભિન્ન અને વિપરીત સ્વભાવવાળાં સર્વ દૃશ્ય એટલે જડ પદાર્થો અને જગત તે

અનિત્ય એટલે નાશવંત છે, એવો જે દૃઢ નિશ્ચય તે વિવેક છે. એ પ્રમાણે વિવેક કર્યાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે.

વૈરાગ્ય–આ લોકના તથા સ્વર્ગના ભોગોમાં ઇચ્છા અથવા પ્રીતિ ન થવી તે વૈરાગ્ય. બ્રહ્માથી માંડી સ્થાવર પર્યંતના વિષયોમાં કાગની વિષ્ઠા પેઠે જે રાગરહિતપણું તે શુદ્ધ વૈરાગ્ય છે. વૈરાગ્યના કાર્ય તે છ સંપત્તિ છે.

શમ–સર્વદા વાસનાનો ત્યાગ અથવા મનોનિગ્રહ તે શમ છે. વિષય સુખમાં વારંવાર દોષદ્રષ્ટિ કરી તે તરફ ચિત્તવૃત્તિને જતી અટકાવવાનું જે બળ તે શમ કહેવાય છે.

દમ–બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ અથવા તિરસ્કાર તે દમ છે. કર્મેંદ્રિયો તથા જ્ઞાનેંદ્રિયોને તેમના વિષયોથી પાછીવાળી પોતપોતાના ગોલકમાં સ્થિર કરવી તે દમ કહેવાય છે.

ઉપરતિ–વિષયોથી નિવૃત્તિ, વિષયોના ગ્રહણની અરૂચિ તે ઉપરતિ છે. બહારના પદાર્થોના આકારે ચિત્તવૃત્તિ ન થવી તેજ ઉત્તમ ઉપરતિ કહેવાય છે.

તિતિક્ષા–દુઃખો મટાડવાના ઉપાય કર્યા વિના અને ચિંતા તથા વિલાપ રહિત સર્વ દુઃખો સહન કરવાનું બળ તે તિતિક્ષા છે.

શ્રદ્ધા–શ્રુતિવાક્ય અને ગુરૂવચન સત્ય છે, એવો તેમાં જે વિશ્વાસ અને પ્રીતિ તે શ્રદ્ધા છે.

સમાધાન–સ ્પ બ્રહ્મમાં ચિત્તની એકાગ્રતા, બ્રહ્મને જાણવાની ચિત્તમાં ઇચ્છા, શુદ્ધ બ્રહ્મમાં બુદ્ધિને નિરંતર સ્થિર કરવી તે સમાધાન કહેવાય છે.

મુમુક્ષુતા—ઉપર કહેલી શમાદિ સંપત્તિનું કાર્ય મુમુક્ષુતા છે, એટલે તેમનાથી મુમુક્ષુતા ઉત્પન્ન થાય છે. હે પરમેશ્વર, સંસારના જન્મ-

મરણરૂપી બંધનથી મારો છુટકારો ક્યારે અને કેવી રીતે થશે એવી દૃઢ બુદ્ધિ અને મોક્ષની ઇચ્છા તે મુમુક્ષુતા છે. અહંકારથી માડી સ્થૂલ શરીર સુધીના અજ્ઞાને કલ્પેલા બંધનોને આત્માના સ્વરૂપના જ્ઞાનવડે ત્યાગ કરવાની જે ઇચ્છા તે મુમુક્ષુતા છે. એવી ઇચ્છા પ્રથમ મંદ અને મધ્યમ પ્રકારની હોય તોપણુ તે વૈરાગ્ય અને શમાદિવડે વૃદ્ધિ પામી આત્મજ્ઞાનરૂપ ફળ આપે છે

ઉપર કહેલા ચાર સાધનસંપન્ન, ચતુર, વિદ્વાન, અને શાસ્ત્રિય રીતે ઉહાપોહ કરવામાં કુસળ પુરૂષ આત્મવિદ્યાનો અધિકારી છે, અને બ્રહ્મસ્વરૂપનો વિચાર કરવાની યોગ્યતા તેનીજ મનાય છે. એ ચાર સાધનો પ્રાપ્ત કર્યાં હોય તોજ બ્રહ્મનિષ્ઠા થાય છે. તે વિના તેવી નિષ્ઠા થઇ શકતી નથી. જે પુરૂષમાં વૈરાગ્ય અને

મુમુક્ષુતા તિવ્ર હોય તેમનેજ શમાદિ સાધનો આત્મજ્ઞાનરૂપ ફળ આપે છે. પણ જો તે બે સાધનો મંદ હોય તો રેતીના રણમાં પડેલા જળની પેઠે શમાદિ માત્ર જાણવારૂપ નિરર્થક થાય છે.

અનિત્ય વસ્તુમાં અત્યંત વૈરાગ તે મોક્ષનું પ્રથમ સાધન છે. પક્ષીની પેઠે પુરૂષને વૈરાગ્ય અને જ્ઞાન એ બે પાંખો છે એમ જાણવું. તે બે પાંખો હોય તોજ મુક્તિરૂપી મેહેલની ટોચ ઉપર ચઢી શકાય છે. એમાંથી એક ન હોય તો મુક્તિ પ્રાપ્ત થઈ શકતી નથી. અત્યંત વૈરાગ્યવાળાનેજ સમાધિ થઈ શકે છે. સમાધિવાળાનેજ દૃઢ જ્ઞાન થાય છે. તત્વજ્ઞાનીનોજ બંધનથી છુટકારો થાય છે; અને બંધનમાંથી મુક્ત થયલાનેજ અખંડાનંદનો અનુભવ થાય છે. જેણે પોતાનું મન વશ કર્યું હોય તેને

વૈરાગ્ય વિના બીજું કંઇ સુખનું સાધન નથી. તે વૈરાગ્ય સાથે જો અતિ શુદ્ધ આત્મજ્ઞાન હોય તો તેથી બ્રહ્માનંદરૂપી ચક્રવર્ત્તિપણાનું સુખ પ્રાપ્ત થાય છે. અખંડ મુક્તિરૂપી શ્રી પ્રાપ્ત કરવાનું એજ સાધન છે. એથી ભિન્ન સર્વ પદાર્થોમાં સ્પૃહારહિત થઇ પરમ કલ્યાણને માટે સદ્રૂપ આત્મામાં સદા નિષ્ઠા રાખવી. વિષના જેવા વિષયો સંબંધીની આશાને કાપી નાખવી, કેમકે તેજ મૃત્યુરૂપ છે. જાતિ, કુળ અને આશ્રમનું અભિમાન છોડી દઇ ક્રિયાઓનો ત્યાગ કરવો. દેહાદિ મિથ્યા પદાર્થોમાંથી આત્મબુદ્ધિ કહાડી નાંખવી અને આત્મામાંજ એકાગ્ર ચિત્ત કરવું.

ઉપર કહેલા ચાર સાધન પ્રાપ્ત કર્યા પછી શ્રવણ, મનન અને નિદિધ્યાસનવડે બ્રહ્મતત્વનું લાંબા સમય સુધી નિત્ય નિરંતર ધ્યાન કરવું.

પોતાના વાસ્તવિક સ્વરૂપનું અનુસંધાન અથવા નિરંતર ધ્યાન તેજ ભક્તિ છે. મોક્ષનું કારણ આત્મજ્ઞાન છે. તેના સાધનોમાં એવી ભક્તિ અથવા ધ્યાન તે ઉત્તમ છે. તેથી આ લોકમાંજ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે અને મુક્તિનું સુખ મળે છે. શ્રીશંકર ભગવાને પાંચ શ્લોકમાં જ્ઞાનના સાધનો સંબંધી ટુંકાણમાં નિચે પ્રમાણે બોધ કર્યો છે.

વેદનું નિત્ય અધ્યયન કરવું. તેમાં કહેલાં કર્મોનું સારી રીતે અનુષ્ઠાન કરવું. તે કર્મોવડે ઇશ્વરનું આરાધન કરવું. કામ્યકર્મોની મતિનો ત્યાગ કરવો. પાપના સમૂહને અત્યંત ધોઈ નાખવો. સંસારના સુખમાં રહેલા દોષોનું અનુસંધાન કરવું. આત્માને જાણવાની ઇચ્છા દૃઢ કરવી. એટલું કર્યાથી અત્યંત વૈરાગ્ય અને તીવ્ર મુમુક્ષુતા ઉત્પન્ન થાય, તો પછી સન્યાસ ગ્રહણ કરવો.

સત્પુરૂષોનો સમાગમ કરવો. ભગવાનની દૃઢ ભક્તિ કરવી. શાંતિ આદિ શુભ ગુણોનું સેવન કરવું. આત્મજ્ઞાનમાં પ્રતિબંધ કરનારાં કર્મનો જલદી ત્યાગ કરવો. શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ટ ગુરૂને શરણે જઇ તેમની નિત્ય સેવા કરવી. તેમની પાસેથી એક અવિનાશી બ્રહ્મને જાણવાની પ્રાર્થના કરવી અને ઉપનિષદોનું શ્રવણ કરવું. શ્રવણ કરેલાં વેદાંતના વાક્યોનું સારી રીતે મનન કરવું. શ્રુતિએ સિદ્ધ કરેલા પક્ષનો આશ્રય લેવો. શ્રુતિ વિરૂદ્ધ કુતર્કો કદી કરવા નહિ. શ્રુતિને અનુસરી અનુસંધાન કરવું. હું બ્રહ્મ છું એવું નિદિધ્યાસન નિરંતર કરવું. સર્વ પ્રકારના ગર્વનો ત્યાગ કરવો. દેહમાં રહેલી હુંપણાની બુદ્ધિ છોડી દેવી. જ્ઞાનિ પુરૂષો સાથે ખોટો વાદવિવાદ કરવો નહિ.

સન્યાસીએ ભુખરૂપી વ્યાધિ મટાડવા માટે ભિક્ષાન્નરૂપી ઓસડ નિત્ય લેવું. પણ સ્વાદિષ્ટ

અંગની યાચના કરવી નહિ. પ્રારબ્ધથી જે અન્ન આવી મળે તેથી સંતોષ માનવો. ટાઢ, તાપ આદિ સારી રીતે સહન કરવાં. પ્રયોજન વિના કંઈપણ વાક્ય ઉચ્ચારવું નહિ. ઉદાસીનતા ધારણ કરવી અને મનુષ્યો તરફના રાગદ્વેશનો ત્યાગ કરવો.

એકાંત સ્થળમાં સુખ થાય એવા આસને બેસી સમાધિ કરી પરબ્રહ્મમાં ચિત્ત એકાગ્ર કરવું અને પૂર્ણાત્માનો સારી રીતે સાક્ષાત્કાર કરવો. જગત મિથ્યા છે, એમ નિશ્ચયપૂર્વક માનવું. આત્મસ્વરૂપના અનુભવના બંધથી સંચિત કર્મોનો નાશ કરવો. ક્રિયમાણ કર્મોનો સ્પર્શ ન થવા દેવો. એ રીતે પ્રારબ્ધ ભોગવ્યા પછી અંતે પરબ્રહ્મમાં સ્થિતિ થાય છે. તેજ મોક્ષ છે.

---

## ગુરૂની આવશ્યકતા.

ઉપર કહેલા સાધનસંપન્ન અધિકારીએ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ગુરૂને શરણે જવું જોઇએ. ગુરૂ વિના યથાર્થ જ્ઞાન થઇ શકતું નથી. ગુરૂ શ્રોત્રિય એટલે વેદ અને ઉપનિષદોનું સારૂં જ્ઞાન ધરાવનાર, સદાચરણી, વિષયની સ્પૃહારહિત, બ્રહ્મજ્ઞાની, બ્રહ્મમાં ચિત્તવૃત્તિ સ્થિર કરનાર, શાંત, તેજસ્વી, કંઇપણ લાલચ વિનાના, દયાના સમુદ્રરૂપ, નમ્ર તથા સદાચારી પુરૂષોના હિતેચ્છુ હોવા જોઇએ. શિષ્યને જ્ઞાનનો ઉપદેશ કરનારા ગુરૂને જેની ઉપમા આપી શકાય એવો કોઇ પણ પદાર્થ ત્રણ લોકમાં જોવામાં આવતો નથી. જો કદાચ પારસમણિની ઉપમા આપીએ, તો તે પણ યોગ્ય નથી. કેમકે પારસમણિ લોઢાને સુવર્ણરૂપ કરે છે, તે આશ્ચર્ય છે, તોપણ તે પોતાના જેવું સ્પર્શમણિપણું આપતો નથી.

પણ સદ્‌ગુરૂ પોતાના ચરણકમળનો આશ્રય લેનારા શિષ્યને પોતાના જેવો બનાવે છે. એ કારણથી સદ્‌ગુરૂ ઉપમારહિત અલૌકિકજ છે. જેમ સુખડના વૃક્ષમાંથી ફેલાયલા સુગંધથી આસપાસના બીજાં વૃક્ષો પણ સુગંધવાળા થઇ જાય છે, એટલુંજ નહિ પણ તેથી પાસેનાં પ્રાણીઓના તાપ પણ નિર્મૂળ થાય છે, તેમ ગુરૂ પાસેથી જ્ઞાન પામેલા અને દયાળુ હૃદયવાળા શિષ્યો પ્રારબ્ધને લીધે પોતાની પાસે રહેનારાઓના ત્રણે પ્રકારના તાપને તથા પાપને પોતાનાં વચનોથી ધોઇ નાખે છે. એ કારણથી ચંદનના વૃક્ષના ગુણ કરતાં પણ સદ્‌ગુરૂ શ્રેષ્ટ છે.

એવા ગુરૂને પ્રીતિ, નમ્રતા, વિનય અને સારા વર્તનથી આરાધના કરી પ્રસન્ન કરવા અને પછી જે જાણવું હોય તે તેમને પુછવું. એવા ગુરૂને શરણે જઈ નિચે પ્રમાણે તેમની

સ્તુતિ કરવી. હે ગુરૂ મહારાજ, આપ પ્રણામ કરનારાના હિતેચ્છુ છો, દયાના સાગર છો, આપને હું પ્રણામ કરૂં છું. હું ભવસાગરમાં પ-ડેલો છું. કૃપાદષ્ટિથી અને અતિ કરૂણારૂપ અમૃતની વૃષ્ટિથી આપ મારો ઉદ્ધાર કરો. હું ટળી શકે નહિ એવા સંસારરૂપ વનના કામ ક્રોધાદિરૂપ અગ્નિથી તપેલો છું, દુષ્ટ પ્રારબ્ધરૂપ વાયુઓવડે કંપાયમાન થયલો છું અને મૃત્યુથી ભય પામેલો છું. હું આપને શરણે આવ્યો છું, આપ મારૂં રક્ષણ કરો. આપના સિવાય બીજા રક્ષણ કરનારને હું જાણતો નથી. કામક્રોધાદિ વિકારો રહિત, શાંત, ઉદાર હૃદયવાળા, વસંત ઋતુ પેઠે નિસ્વાર્થ બુદ્ધિથી લોકોનું હિત કર-નારા, પોતે આ ભયંકર સંસાર સમુદ્રને તરેલા અને કંઇપણ સ્વાર્થ વિના બીજાઓને તારનારા એવા મહાપુરૂષો આ જગતમાં વસે છે, તેવા

આપ છો. જેમ સૂર્યના સખત કિરણોથી ઘણી તપેલી પૃથ્વીનું રક્ષણ ચંદ્ર પોતાના શીતળ કિરણોવડે કરે છે, તેમ બીજાઓનું દુઃખ દૂર કરવા માટે તત્પર થવું એવો મહાત્માઓનો સ્વભાવજ છે. હે પ્રભો, સંસારના તાપરૂપ દાવાનળની જ્વાળાથી હું બહુ તપેલો છું. બ્રહ્માનંદ રૂપ રસના અનુભવરૂપ મધુર, પવિત્ર, અતિ શીતળ, કાનને આનંદ આપનારાં, આપની વાણીરૂપ કળશમાંથી નીકળેલાં વચનોરૂપ અમૃત મારા ઉપર રેડો. આપની કૃપાદૃષ્ટિ માટે જેઓ ક્ષણમાત્ર પણ પાત્ર મનાયા છે, તેઓ ભાગ્યશાળી છે, તેવો મને પણ ગણો. આ ભવસાગર હું કેવી રીતે તરૂં? તેને તરવાનો કયો ઉપાય છે? મારી ગતિ એટલે વિશ્રાંતિનું સ્થાન શું છે? એ સંબંધી હું કાંઇપણ જાણતો નથી, માટે સંસારના દુઃખના નાશના ઉપાયો વિસ્તારથી મને કહો, અને કૃપા કરી મારૂં રક્ષણ કરો.

એ પ્રમાણે સ્તુતિ કરનારા, શરણે આવેલા, સંસારના દુઃખરૂપ તાપથી તપેલા, શુભ કર્મો કરનારા, અત્યંત શાંત ચિત્તવાળા અને મનને વશ રાખનારા મુમુક્ષુને દયારૂપ અમૃતથી ભીંજાયલી દૃષ્ટિવડે જોઇને તે મહાત્મા તેને કૃપા કરી તત્વજ્ઞાનનો ઉપદેશ કરે છે. ગુરૂ તે શિષ્યને કહે છે કે તારે જરાપણ ડરવું નહિ. તારો નાશ થવાનો નથી. સંસારરૂપ સમુદ્ર તરવાનો ઉપાય છે. જે માર્ગવડે સંન્યાસીઓ સંસારના પારને પામ્યા છે, તેજ માર્ગ હું તને બતાવીશ. સંસારના ભયનો નાશ કરવાનો એક મ્હોટો ઉપાય અથવા સાધન છે તે વડે સંસાર સાગરને તરીને પરમ આનંદ પામીશ.

ઉપનિષદોના અર્થના વિચારથી ઉત્તમ જ્ઞાન ઉત્પન્ન થાય છે. તે વડે સંસાર દુઃખનો અત્યંત નાશ થઈ જાય છે. શ્રુતિ વચન છે કે શ્રદ્ધા,

ભક્તિ અને ધ્યાન એ મુમુક્ષુઓને માટે મુક્તિના સાક્ષાત સાધન છે. જે પુરૂષો નિશ્ચયથી એ સાધનોમાં નિષ્ઠા રાખે છે તે અવિદ્યાએ કલ્પેલાં શરીરરૂપી બંધનમાંથી મુક્ત થાય છે. તું પરમાત્મારૂપ છે. અજ્ઞાનના યોગથી અનાત્મ એટલે જડ પ્રાણી પદાર્થોમાં તને હું અને મારૂં એવું અભિમાન થયું છે, તેથી તને જન્મ મરણરૂપ સંસાર લાગ્યો છે. આત્મા અને અનાત્માના વિવેકથી ઉત્પન્ન થયલો જ્ઞાનરૂપ અગ્નિ અજ્ઞાનના કાર્યને મૂળસહિત બાળી નાખે છે. પછી તે શિષ્યે ગુરૂને પૂછ્યું કે બંધ તે શું ? તે બંધ કેવી રીતે આત્મામાં આવ્યો ? તે બંધની સ્થિતિ કેવી છે ? તે બંધમાંથી મુક્તિ કેવી રીતે થાય ? અનાત્મા તે શું છે ? પરમાત્મા તે કોણ છે ? અને તે એનો વિવેક કેવી રીતે થાય ? એ સઘળું કૃપા કરીને મને સમજાવો.

---

## બંધમુક્તિ.

પછી ગુરૂ તે શિષ્યને ઉપદેશ કરે છે. બંધમાંથી મુક્ત થવા માટે પોતેજ પ્રયત્ન કરવો જોઇએ. પિતાના દેણમાંથી તેને મુક્ત કરનાર તેના પુત્રો આદિ છે. પણ અજ્ઞાન અને તેના કાર્યરૂપ બંધનમાંથી જીવને છોડાવનાર પોતેજ છે. પોતાના સિવાય બીજું કોઈ નથી. માથા ઉપર મુકેલા ભારથી જે દુઃખ થાય છે તે દુઃખ બીજાઓ તે ભાર ઉપાડી લે એટલે દૂર થાય છે. પણ ભુખ અને તરસથી જે દુઃખ થાય છે તે પોતે ખાય અને પીએ તોજ મટે છે. બીજાના ખાધા પીધાથી તે મટતું નથી. જો રોગી પોતે ઓશડ પીએ અને પથ્ય પાળે તો તેનો રોગ મટે છે, પણ બીજાના ઓસડ ખાધાથી કે કરી પાળવાથી પોતાનો રોગ મટતો નથી. ચંદ્રનું સ્વરૂપ પોતાનાજ નેત્રથી જાણી

શકાય છે. તે કંઇ બીજાના નેત્રથી જાણી શકાતું નથી. તેજ પ્રમાણે બ્રહ્મસ્વરૂપ પોતાનાજ સ્પષ્ટ જ્ઞાનરૂપી નેત્રવડે જાણી શકાય છે, પણ બીજા પંડિતોવડે તે જાણી શકાતું નથી. અવિદ્યા, તૃષ્ણા અને કર્મો આદિથી થયલો દુઃખરૂપી બંધનો તોડવાને પોતાના વિના બીજું કોણ સમર્થ થઇ શકે? કરોડો કલ્પ જાય તોપણ બીજાથી તે કામ થઈ શકતું નથી.

બ્રહ્મ અને આત્માના એકપણાના જ્ઞાનથી મોક્ષ સિદ્ધ થાય છે. પણ બીજી રીતે યોગથી, સાંખ્યથી, કર્મથી કે વિદ્યાથી મોક્ષ થઇ શકતો નથી. એ બધાં સાધનો માત્ર લોકોને પ્રસન્ન કરવા માટે છે, પણ મોક્ષ માટે નથી. વૈખરી વાણી, શબ્દોનો પ્રવાહ, શાસ્ત્રોના વ્યાખ્યાન તથા કથા કહેવામાં કુશળપણું અને વિદ્વાનોની વિદ્વતા એ સઘળું લોકોના ભોગ માટે છે, પણ

મુક્તિ માટે નથી. બ્રહ્મતત્વને જાણ્યું નહિ, તો શાસ્ત્રનું અધ્યયન નિષ્ફળ છે અને બ્રહ્મતત્વને જાણ્યા પછી પણ શાસ્ત્રનું અધ્યયન નકામું છે. શાસ્ત્રોનો વિવાદ એ મહા અરણ્યરૂપ શબ્દની જાળ છે. તેથી ચિત્તમાં ભ્રાંતિ ઉત્પન્ન થાય છે. એમ હોવાથી જીજ્ઞાસુએ આત્મતત્વ પોતાના પ્રયત્નથીજ જાણવું જોઇએ.

અજ્ઞાનરૂપી સર્પ જેને કરડયો હોય તેને બ્રહ્મજ્ઞાનરૂપી ઔષધ વિના વેદ, શાસ્ત્ર અને મંત્રોથી શું થાય? ઔષધ પીધા વિના માત્ર ઔષધનો ઉચ્ચાર મ્હોડેથી કર્યાથી રોગ મટતો નથી. તેમજ અપરોક્ષ અનુભવ વિના હું બ્રહ્મ છું એવા શબ્દ માત્ર બોલવાથી મોક્ષ થતો નથી. દ્રશ્યનો લય કર્યા વિના અને આત્મતત્વ જાણ્યા વિના માત્ર મ્હોડાના વચનના બળથી મનુષ્યોને મુક્તિ ક્યાંથી મળે? શત્રુનો સંહાર

કર્યા વિના અને સઘળી પૃથ્વીની લક્ષ્મી પ્રાપ્ત કર્યા વિના હું ચક્રવર્તી રાજા છું, એમ માત્ર કહેવાથી રાજા થઇ શકાતું નથી. માયા અને તેના કાર્યોવડે ઢંકાયલું પવિત્ર આત્મ સ્વરૂપ કુતર્કથી પ્રાપ્ત થઇ શકતું નથી. પણ બ્રહ્મવેત્તાના ઉપદેશથી, મનનથી અને ધ્યાનથીજ તે પ્રાપ્ત થાય છે. એમ હોવાથી રોગની પેઠે સંસારના બંધનથી મુક્ત થવા માટે જીજ્ઞાસુએ પોતેજ પ્રયત્ન કરવો જોઇએ. જે અપવિત્ર બુધ્ધિવાળાં મનુષ્યો ભયંકર વિષયોને માર્ગે જાય છે, તેમને મૃત્યુ ડગલે ડગલે પાસે આવે છે, એમ જાણવું. પણ જેઓ હિત કરનાર સદ્‌ગુરૂના વચન અને યુક્તિ પ્રમાણે ચાલે છે, તેમને આત્મજ્ઞાનરૂપ ફળની સિદ્ધિ અવશ્ય થાય છે. એ માટે પારબ્ધ કર્મરૂપ બંધનમાંથી છુટવા માટે પ્રતીત થતાં બહારના તથા અંદરના દૃશ્યનો

લય કરી આનંદઘન બ્રહ્મની દૃઢ ભાવના કરી, સાવધ રહી, કાળક્ષેપ જીજ્ઞાસુએ કરવો.

---

## બંધનનું સ્વરૂપ.

હાવે જીવને નડતા સંસારના જન્મ મરણ-રૂપી બંધનું સ્વરૂપ સમજાવવામાં આવે છે. આ દેહાદિ અનાત્મા એટલે જડ પદાર્થોમાં હુંપણાની બુદ્ધિ થવી તે બંધન કરતાં છે. તે બંધ આત્માના અજ્ઞાનથી પ્રાપ્ત થાય છે, અને તે જન્મ મરણથી થતા ક્લેશનું કારણ છે. તે બંધને લીધેજ અજ્ઞાની જીવ આ મિથ્યા શરીરને સત્ય માની આત્મા સમજી વિષયોવડે તેને પોષે છે અને રક્ષણ કરે છે; અને જેમ કોશેટો બનાવનાર જીવડો પોતાનાં તાંતણાઓમાં બંધાઇ જાય છે, તેમ તે જીવ સંસારના બંધ-નમાં પડે છે. જેમ વિવેકના અભાવથી સર્પમાં

દોરડીની બુદ્ધિ થાય છે, તેમ મૂઢ મનુષ્યને અજ્ઞાનથી અનાત્મ પદાર્થમાં આત્માની બુદ્ધિ થાય છે. પછી સર્પને દોરડી જાણી પકડનારને જેમ ઘણા પ્રકારનું દુઃખ થાય છે, તેમ તે મનુષ્યને ઘણા અનર્થો પ્રાપ્ત થાય છે. તેથી અસત્યને સત્ય માનવું તેજ બંધ છે. એ બંધ તેજ **માયાની આવરણ** શક્તિ છે. અખંડ, નિત્ય, અવ્યય, જ્ઞાનશક્તિવડે પ્રકાશમાન અને અનંત મહિમાવાળા આત્માને, જેમ સૂર્યના બિંબને રાહુ આચ્છાદન કરે છે, તેમ એ તમોગુણ પ્રધાન આવરણ શક્તિ ઢાંકી દે છે. અત્યંત પવિત્ર પ્રકાશવાળો આત્મા ઢંકાઇ જવાથી પુરૂષ અજ્ઞાનથી જડ શરીરને હું છું એમ માને છે. પછી રજોગુણની વિક્ષેપ નામની મ્હોટી શક્તિ કામક્રોધાદિ બંધનના ધર્મોવડે તેને બહુજ પીડે છે. અજ્ઞાનરૂપી મગરના

ભક્ષણુથી જેનું આત્મજ્ઞાન ઢંકાઇ ગયું છે એવો કુબુદ્ધિ અને નિંદિત કર્મ કરનારો મનુષ્ય બુદ્ધિની અનેક અવસ્થાઓની ઉપાધિ વડે વર્તે છે, અને વિષય રૂપ વિષ વડે ભરેલા અપાર સંસાર સમુદ્રમાં ડુબકી ખાતો ખાતો ભ્રમણ કર્યા કરેછે.

જેમ સૂર્યના તેજથી ઉત્પન્ન થયલી વાદળાંઓની હાર સૂર્યને ઢાંકીને પોતે પ્રતીત થાય છે, તેમ આત્માથી ઉત્પન્ન થયલો અહંકાર આત્મ તત્વને ઢાંકીને પોતે પ્રતીત થાય છે. જેમ વાદળાંવાળા દિવસે સૂર્ય વાદળથી ઢંકાઇ જવાથી ટાઢો, તોફાની અને ભયંકર વાયુ વાદળાંઓને આમથી તેમ ભમાવીનેપીંડે છે, તેમ અજ્ઞાનથી આત્મા નિરંતર ઢંકાઇ જવાથી તીવ્ર વિક્ષેપ શક્તિ મૂઢ પુરૂષને બહુ દુઃખ દઇને અનેક યોનિઓમાં ભ્રમણ કરાવેછે. માયાની આવરણ અને વિક્ષેપ એ બે શક્તિ વડેજ મનુષ્યને બંધ પ્રાપ્ત

થાયછે, તેથી તે મોહ પામીને દેહને આત્મા માનેછે અને સંસારમાં ભમે છે.

એ સંસાર રૂપ વૃક્ષનું બીજ અજ્ઞાન છે, દેહમાં આત્માની બુદ્ધિ થવી તે અંકુર છે, વિષયોની ઇચ્છા તે પાંદડાં છે, પુણ્ય પાપ રૂપ કર્મો જલ છે, શરીર થડ છે, પ્રાણ શાખાઓ છે, ઇંદ્રિયોનો સમૂહ શાખાઓનો અગ્ર ભાગ છે, વિષયો પુષ્પ છે, અનેક કર્મોથી ઉત્પન્ન થયલું બહુ પ્રકારનું દુઃખ ફલ છે, અને તે ફલને ભોગવનારો જીવ પક્ષી છે. જડ પદાર્થમાં આત્માની ભ્રાંતિ રૂપ જે બંધ છે, તેનું મૂળ અજ્ઞાન છે. તે સ્વાભાવિક, અનાદિ અને અનંત કહેવાય છે. તેજ મનુષ્યને જન્મ, મરણ, રોગ, અને ઘડપણ રૂપ દુઃખોના પ્રવાહમાં પાડ્યા કરે છે.

ઇશ્વર કૃપાથી પ્રાપ્ત કરેલા વિવેક અને વિજ્ઞાન રૂપી મ્હોટી, તિક્ષણ અને સુંદર તલવાર

વિના શસ્ત્રોથી, વાયુથી, અગ્નિથી, કે કરોડો કર્મથી તે બંધ કાપી શકાતો નથી. વેદરૂપ પ્રમાણોમાં દૃઢ બુદ્ધિ રાખવાથી સ્વધર્મમાં નિષ્ઠા થાય છે, તેથી અંતઃકરણ અત્યંત શુદ્ધ થાય છે, તેથી પરમાત્માનું જ્ઞાન થાય છે, અને તેમ થવાથીજ સંસારના મૂળ સહિત નાશ થાય છે.

---

## પંચકોશ.

એ સંસાર બંધ કાપી નાખી આત્માનું સત્ય સ્વરૂપ ઓળખવા માટે આત્મા ઉપરના પંચકોશ રૂપી ઢાંકણા કાહાડી નાખવાની પ્રથમ આવશ્યકતા છે. તેથી પંચકોશ તે શું તે જાણાવું જોઇએ. જેમ જલની મલિનતાથી ઉપજેલી તે ઉપરની લીલના સમૂહથી જલ ઢંકાઇ જવાથી જણાતું નથી, તેમ અવિદ્યાથી ઉત્પન્ન થયલા અન્નમયાદિ પંચકોશો વડે આત્મા ઢંકાયલો

હોવાથી તે પ્રતીત થતો નથી. જેમ તે લીલને દૂર ખસેડવાથી નિર્મલ, તરસ અને તાપને મટાડનારૂં અને ઘણો આનંદ આપનારૂં જલ પ્રતીત થાય છે, તેમ પંચકોશોનો અપવાદ કર્યાથી પવિત્ર, નિત્ય, આનંદરૂપ, એકરસ, સ્વયંપ્રકાશ સર્વની અંદર રહેલો આત્મા સ્પષ્ટ પ્રતીત થાય છે. જેમ મુંજ નામના ઘાસ ઉપરની છાલ કહાડયાથી નીચેની શળી માલમ પડે છે, તેમ પંચ કોશોનો અને દ્રશ્ય પદાર્થોનો વિવેક કરી અસંગ અક્રિય, અને સર્વની અંદર રહેલા આત્માને જૂદો પાડી તેમાં તે સર્વનો લય કરી જે પુરૂષ તે આત્મસ્વરૂપે રહે છે તે મુક્ત થયો કહેવાય છે.

આત્માના ઉપર પ્રથમ સૂક્ષ્મ શરીરનું પડ છે. અને તે નિચે કારણ શરીરનું પડ છે. ભાત ઉપર કુંસકાનું જાડું પડ હોય છે અને અંદર કુંસકીનું ઝીણું પડ હોય છે. ભાતને ખાંડી કુસકા

અને કુંસકી જૂદાં પાડવામાં આવે ત્યારે સ્વચ્છ ચોખા થાય છે, તેમ આત્માના ઉપરનું સ્થૂલ શરીરરૂપી પડ અને તે નિચેનું સૂક્ષ્મ શરીરરૂપી પડ કાહાડી નાખવામાં આવે ત્યારે શુદ્ધ આત્માનું જ્ઞાન થાય છે. કોશો પાંચ છે. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય. સ્થૂલ શરીરમાં અન્નમયકોશ છે; સૂક્ષ્મ શરીરમાં પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમયકોશ છે; અને કારણ શરીરમાં આનંદમયકોશ છે.

---

## સ્થૂલ શરીર—અન્નમયકોશ.

પંચીકૃત પંચ મહાભૂતોમાંથી થયલું, પ્રારબ્ધ કર્મોથી રચાયલું, અને સુખ દુઃખ ભોગવવાનું જે સ્થાન તે સ્થૂલ શરીર કહેવાય છે. મજ્જા, હાડકાં, મેદ, માંસ, લોહી, સૂક્ષ્મ ચામડી અને સ્થૂલ ચામડી એ સાત ધાતુઓવડે યુક્ત; પગ,

જાંગ, છાતી, હાથ, પીઠ, અને માથું એ અંગ અને ઉપાંગોથી યુક્ત; અને હું તથા મારૂં એવી ભ્રાંતિવાળું જે પ્રસિદ્ધ શરીર છે, તેને વિદ્વાનો સ્થૂલ શરીર કહે છે. આકાશ, વાયુ, અગ્નિ, જલ, અને પૃથ્વિ, એ પાંચ સૂક્ષ્મ ભૂતો છે. તેમના અંશો એક બીજામાં મળીને સ્થૂલ થાય છે, અને તેઓ સ્થૂલ શરીરના કારણ થાય છે. તે પાંચ ભૂતોના ગુણો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ છે, તે ભોક્તાના સુખ માટે પાંચ વિષયો થાય છે. એ સ્થૂલ શરીર અન્નથી ઉત્પન્ન થયું છે, અન્નવડે જીવે છે, અને અન્ન વિનાં નાશ પામે છે, માટે તે અન્નમયકોશ છે.

---

## સૂક્ષ્મ શરીર-પ્રાણમય કોશ.

સૂક્ષ્મ શરીરમાં પ્રાણમય કોશ છે. પાંચ કર્મેંદ્રિય, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ પ્રાણ, મન અને

બુદ્ધિ, એ સત્તર તત્વરૂપ અપંચિકૃત ભૂતોમાંથી ઉત્પન્ન થયેલું, અને ભોગનું જે સાધન, તે સૂક્ષ્મ શરીર છે. શ્રોત્ર, ત્વચા, નેત્ર, નાસિકા અને જીભ એ પાંચથી વિષયોનું જ્ઞાન થાય છે, તેથી તે જ્ઞાનેંદ્રિય કહેવાય છે, અને વાણી, હાથ, પગ, ગુદા અને ગુહ્યેંદ્રિય, એથી કર્મ થાય છે, માટે તે કર્મેંદ્રિય કહેવાય છે. પોતાની વૃત્તિથી મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એવા અંતઃકરણના ચાર ભેદ છે. સંકલ્પ અને વિકલ્પ આદિવડે મન, પદાર્થના નિશ્ચયરૂપ ધર્મથી બુદ્ધિ, સ્થૂલ શરીરમાં હુંપણાના અભિમાનથી અહંકાર, અને પોતાના વિષયના ચિંતનના ગુણવડે ચિત્ત કહેવાય છે. જેમ સોનાનો વિકાર કડાં, કંડી, આદિ અને જલનો વિકાર મોજાં, લેહેર, ફીણ પરપોટા વિગેરે છે, તેમ વૃત્તિના ભેદથી પ્રાણના પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, અને સમાન, એવા ભેદ થાય છે.

એ પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ પ્રાણ, આકાશાદિ પંચ મહાભૂત, બુદ્ધિ આદિ અંતઃકરણ, અવિદ્યા, કામ અને કર્મ એ આઠ પુરી એટલે જીવના રહેવાના સ્થાન છે અને તેઓ મળીને સૂક્ષ્મ શરીર કહેવાય છે. તેને લિંગ શરીર પણ કહે છે. તે અપંચિકૃત એટલે એક બીજા સાથે મિશ્રણ નહિ થયલા પંચ મહાભૂતોમાંથી ઉપજેલું, વાસનાવાળું, અને કર્મોના ફલનો અનુભવ કરનારૂં છે. એ સૂક્ષ્મ શરીરમાં પાંચ કર્મેંદ્રિયવડે યુક્ત જે પ્રાણ તે પ્રાણમયકોશ છે. તે વડે અન્નથી ભરેલો અન્નમયકોશ આત્મવાન થઇ સર્વ ક્રિયાઓમાં પ્રવૃત્ત થાય છે.

## મનોમયકોશ-વિજ્ઞાનમયકોશ.

પાંચ જ્ઞાનેંદ્રિયો અને મન મળીને મનોમય કોશ થાય છે. વસ્તુઓમાં હું અને મારૂં એવી

કલ્પનાના કારણરૂપ તે છે. શરીરમાં અહંતા અને ઘર, સ્ત્રી, પુત્રાદિમાં મમતા તે કરે છે. પાંચ જ્ઞાનેંદ્રિય સહિત વૃત્તિયુક્ત જે બુદ્ધિ તે કર્તાના અભિમાનવાળો વિજ્ઞાનમયકોશ છે. જે સુષુપ્તિ દશામાં લય પામે છે, જાગૃતમાં આખા શરીરમાં વ્યાપીને રહે છે, અને જેમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે તે બુદ્ધિ તે વિજ્ઞાનમયકોશ છે. તેજ જીવને સંસારનું કારણ છે.

---

## કારણ શરીર–આનંદમયકોશ.

ત્રીગુણરૂપ અનાદિ, અનિર્વચનીય અવ્યક્ત એટલે અવિદ્યા તેજ જીવનું કારણશરીર છે. સુષુપ્તિ એ તેના અભિમાનીની અવસ્થા છે. એ કારણશરીરમાં આનંદના પ્રતિબિંબયુક્ત સ્વ-રૂપવાળી અને તમોગુણના ઉદયવાળી વૃત્તિ તે આનંદમયકોશ છે. તે પ્રિય, મોદ અને પ્રમોદ

એ ધર્મોવાળો છે, અને પોતાના પ્રિય પદાર્થના લાભમાં ઉદય થનારો અને આનંદરૂપ છે. તે પુણ્ય કર્મવાળાઓને પુણ્યના ફળના અનુભવમાં સ્પષ્ટ પ્રતિત થાય છે. તેમાં સર્વ પ્રાણી પ્રયત્ન વિના સારી રીતે સુખ પામે છે. સુષુપ્તિમાં આનંદમયકોશનું સ્ફુરણ ઘણુંજ હોય છે અને જાગૃત તથા સ્વપ્નમાં પ્રિય પદાર્થોના દર્શનાદિ વડે થોડું સ્ફુરણ થાય છે.

ઉપર કહેલા પાંચ કોશો સાથે આત્માનો સંબંધ થવાથી આત્મા તે કોશો જેવો પ્રતીત થાય છે. યુક્તિવડે તે પાંચ કોશોથી આત્માને જૂદો પાડવામાં આવે ત્યારે શુદ્ધ આત્મા જણાય છે. માટે મુમુક્ષુએ બંધમાંથી છુટવા માટે આત્મા તથા જડનો વિવેક અથવા વિચાર નિરંતર કરવો જોઇએ. તેમ કર્યાથી પોતાને સચ્ચિતાનંદરૂપ જાણી ઘણો આનંદ થાય છે. પણ મૂઢ જીવો તેમ

કરતા નથી. જેમ કોઇ ચતુર કીડો પોતાની લાળવડે પોતાની ચારે બાજુ કાંટાની કોટડી બનાવી તેની સાથેજ જીવતાં સુધી નિર્વાહ માટે ચેષ્ટા કર્યાં કરે છે, તેમ જીવ પણ અનેક કર્મોથી બંધાયલા પ્રારબ્ધવડે સ્થૂલ દેહને રચીને તેમાં રહે છે, અને તેની સાથે પૃથ્વિ ઉપર ભ્રમણ કરે છે. તે બહુ ખેદની વાત છે. જીવે સમજવું જોઇએ કે શરીર અને પંચકોશો મિથ્યા છે અને એક જાતનો વેષ છે, પણ આત્મા તેમનાથી ભિન્ન તેમનો શાક્ષી છે. જેમ કોઇ મનુષ્ય ઉદરપોષણ માટે વાઘનો વેષ ધારણ કરી બાળકોને બીવડાવે, પણ બીજા માણસો અને પશુ આદિને હું વાઘ છું, એમ માની ખાઇ જતો નથી, અને સ્ત્રીનો વેષ લેનાર નટ હું સ્ત્રી છું, એમ માની પતિની ઇચ્છા કરે નહિ, તેમ જ્ઞાની દેહને એક જાતનો વેષ સમજી તેને યોગ્ય વ્યવહાર કરે, પણ તેથી

આત્મા ભિન્ન છે એવો અનુભવ કરી તે વર્તે છે.

---

## જ્ઞાન માટે વિચાર.

એ વિચાર તે શું તે હવે સમજાવવામાં આવે છે. જેમ પ્રકાશ વિના પદાર્થોનું ભાન કદી પણ થતું નથી, તેમ જડ ચેતનના વિચાર વિના કર્મ અને ઉપાસનારૂપ સાધનોથી બ્રહ્મ જ્ઞાન થઇ શકતું નથી. હું કોણ છું? આ જગત કેવી રીતે ઉત્પન્ન થયું? એનો કર્તા કોણ છે? એનું ઉપાદાન કારણ શું છે? પંચ ભૂતોના સમૂહથી ઉપજેલું સ્થૂલ શરીર હું નથી. ઇંદ્રિયોના સમૂહરૂપ પણ હું નથી. એ સર્વથી વિલક્ષણ હું કોઇક છું. આ સર્વ જગત આત્મ સ્વરૂપના અજ્ઞાનથી ઉત્પન્ન થયું છે. તે આત્મ જ્ઞાનથી આત્મ સ્વરૂપમાં લીન થાય છે. વિવિધ

પ્રકારના મનના સંકલ્પો જગતના કર્તા છે. જેમ ઘડા આદિનું ઉપાદાન કારણ માટી છે, તેમ અજ્ઞાન અને સંકલ્પોનું ઉપાદાન કારણ એક, સૂક્ષ્મ, અવિનાશી, અને અવિકારી તત્વ છે. હું અદ્વિતિય, સૂક્ષ્મ, જ્ઞાતા, સાક્ષી, સત્, અને અવ્યય છું, તેથી હું બ્રહ્મ છું, એમાં કંઈ પણ સંદેહ નથી. એ પ્રમાણે વિચાર કરવો તેજ યથાર્થ વિચાર છે અને તેથીજ બ્રહ્મજ્ઞાન થાય છે. એ પ્રમાણે મુમુક્ષુએ સંપૂર્ણ પ્રારબ્ધ ભોગવતો નિરંતર આત્મવિચારમાં કાલક્ષેપ કરવો.



# આત્મા અનાત્માનો વિવેક.

## પંચકોશ વિવેક.

આત્મા અને અનાત્મા અથવા ચેતન અને જડનો વિવેક કરવામાં એટલું નક્કી કરવાનું છે,

કે ત્રણ પ્રકારના શરીર, પંચકોશ, અને પાંચ વિષયો આત્મા છે કે નહિ ? પ્રથમ સ્થૂલ શરીર અથવા અન્નમયકોશ સંબંધી વિચાર કરીએ. ચામડી, માંસ, લોહી, હાડકાં અને વિષ્ટાના સમૂહરૂપ એ શરીર અવિનાશી અને પવિત્ર આત્મા થવાને યોગ્ય નથી. એ દેહ જન્મની પૂર્વે નથી, અને મરણ પછી પણ નથી. તે થોડા સમય માટે ઉત્પન્ન થયલો, ક્ષણે ક્ષણે પરિણામ પામવાવાળો, અનિશ્ચિત સ્વભાવવાળો, અનેક રૂપવાળો, જડ અને ઘડાની પેઠે જોવામાં આવનારો છે. એવો દેહ તે ઉત્પત્તિ આદિ વિકારોનો જાણવાવાળો પોતાનો આત્મા કેમ હોઇ શકે? હાથ પગ આદિ અવયવોવાળું શરીર આત્મા નથી. કેમકે એકાદ અવયવ કપાઇ ગયો હોય, તોપણ તે અવયવની ચેતનશક્તિનો નાશ થતો નથી, અને મનુષ્ય જીવે છે. એમ હોવાથી આત્માનું નિયમન કરનાર કોઇ

નથી, પણ તે બીજાઓનો નિયામક છે. દેહ, તેના ધર્મો, તેની ક્રિયાઓ અને તેની અવસ્થાઓનો આત્મા સાક્ષી હોવાથી એ સર્વથી આત્માનું વિલક્ષણપણું સ્વતઃ સિદ્ધ છે. માંસથી લીપેલો, મેદથી ભરેલો, અતિ મલિન, અને હાડકાંના ભારારૂપ આ દેહ, એ સર્વથી વિલક્ષણ અને સર્વને પોતાની મેળે જાણનાર આત્મા કેમ હોઈ શકે? ચામડી, માંસ, મેદ, હાડકાં અને વિષ્ટાની ગાંસડીરૂપ દેહમાં મૂઢ જનો હું એવી બુદ્ધિ કરે છે. પણ વિચારવંત પુરૂષ પરમાર્થરૂપ પોતાના સ્વરૂપને તેનાથી વિલક્ષણ જાણે છે. હું દેહ છું એવી બુદ્ધિ જડ મનુષ્યને હોય છે. પંડિતને દેહમાં તથા જીવમાં હું એવી બુદ્ધિ હોય છે, પણ વિવેક અને વિજ્ઞાનવાળા મહાત્માને સદ્રૂપ આત્મામાં હું બ્રહ્મજ છું એવી મતિ થાય છે.

ચામડી, માંસ, મેદ, હાડકાં અને વિષ્ટાની એ ગાંસડીરૂપ દેહમાં આત્માની બુદ્ધિનો ત્યાગ કરવો અને સર્વના આત્મારૂપ નિર્વિકલ્પ બ્રહ્મમાં આત્મ બુદ્ધિ કરવી. એમ કર્યાથી ઉત્તમ પ્રકારની શાંતિ પ્રાપ્ત થાય છે. મિથ્યા દેહ, ઇંદ્રિય આદિમાં ભ્રમથી ઉત્પન્ન થયલી હુંપણાની બુદ્ધિ વિદ્વાન જ્યાં સુધી ત્યાગ કરે નહિ, ત્યાં સુધી તે વેદાંત શાસ્ત્રમાં ગમે તેટલો પ્રવિણ હોય, તો પણ મુક્તિની વાત તેણે કરવીજ નહિ. શરીરના પડછાયામાં, પ્રતિબિંબમાં, સ્વપ્નમાં જોયલા શરીરમાં અને મનમાં કલ્પેલા શરીરમાં જેમ આત્મબુદ્ધિ થતી નથી, તેમજ જીવતા શરીરમાં પણ આત્માની બુદ્ધિ કરવી નહિ. મિથ્યા બુદ્ધિવાળા મનુષ્યોને દેહમાં આત્માની બુદ્ધિ એજ જન્માદિ દુઃખની ઉત્પત્તિનું કારણ છે. તેથી પ્રયત્ન કરી તેનો ત્યાગ કરવો જોઇએ.

ચિત્તમાંથી તેનું અભિમાન ત્યજવાથી પુનર્જન્મનો સંભવ રહેતો નથી.

હાવે સૂક્ષ્મ શરીરમાના પ્રાણમય કોશનો વિચાર કરીએ.

પ્રાણમય કોશ પણ આત્મા નથી, કેમકે તે એક પ્રકારનો વાયુ છે, વાયુનો વિકાર છે, વાયુની પેઠે તે અંદર તથા બહાર આવ જા કરે છે, અને કાંઈ પણ પ્રિય અથવા અપ્રિય તથા પોતાને અથવા બીજા કોઇને કોઇ પણ વખતે તે જાણતો નથી. વળી તે નિત્ય પરતંત્ર છે, અને ભુખ તરસથી પીડા પામે છે. આત્મા ક્ષુધા તૃષાદિ ધર્મોથી રહિત છે. એમ હોવાથી પ્રાણમયકોશ આત્મા નથી એમ નક્કી જાણવું.

એજ પ્રમાણે મનોમય કોશ પણ આત્મા નથી. પાંચ જ્ઞાનેંદ્રિયરૂપ પાંચ હોતાવડે વિષયોરૂપ ઘીની ધારાથી પ્રદિપ્ત થતો અને બહુ વાસનારૂપી લાકડાંઓથી પ્રજ્વલિત થતો મનોમય કોશરૂપી

આમ્નિ સંસારને પ્રાપ્ત કરે છે. અવિદ્યા મનથી ભિન્ન નથી. સંસારના બંધનું કારણ અવિદ્યા તે મનજ છે. મનનો નાશ થવાથી સઘળો સંસાર નિવૃત્ત થાય છે, અને તેની વૃદ્ધિ થવાથી સર્વ પ્રપંચની વૃદ્ધિ થાય છે. પદાર્થો રહિત સ્વપ્નમાં મનજ પોતાની શક્તિવડે ભોગાદિ સર્વ જગતને રચે છે. તેજ પ્રમાણે જાગૃત અવસ્થામાં પણ છે. તે બે અવસ્થામાં કંઇ ફેર નથી. એ સર્વ મનનાજ વિલાસ છે. સુષુપ્તિમાં મનનો લય થઇ જાય છે, તેથી કંઇપણ પ્રતીત થતું નથી એ સર્વના જાણ્યામાં છે. એટલા માટે જીવનો સંસાર મનથીજ કલ્પાયલો છે. વાસ્તવિક રીતે જોતાં તે સત્ય નથી.

જેમ વાયુ વરસાદને દૂરથી તાણી લાવે છે, અને પાછો તેજ વરસાદને ખેંચી જાય છે, તેમ મનવડે બંધની કલ્પના થાય છે અને મોક્ષ પણ તે વડેજ કલ્પાય છે. મનજ દેહાદિ

સર્વ વિષયોમાં પ્રીતિ ઉપજાવી તેવડે જીવને પશુની પેઠે બાંધે છે. પછી વિષયોમાં વિષની પેઠે વૈરાગ્ય ઉપજાવી તે બંધમાંથી જીવને મનજ મુક્ત કરે છે; માટે જીવના બંધ અને મોક્ષની પ્રાપ્તિનું કારણ મનજ છે. રજોગુણથી મલીન થયલું મન બંધનું કારણ છે, અને રજોગુણ તથા તમોગુણ રહિત શુદ્ધ મન મોક્ષનું કારણ છે. વિવેક અને વૈરાગ્યની વૃદ્ધિ થવાથી મન શુદ્ધ થઇ મોક્ષ આપવાને સમર્થ થાય છે; માટે બુદ્ધિમાન મુમુક્ષુએ તે બે ગુણોવડે પ્રથમ દૃઢ થવું જોઇએ. વિષયોરૂપ વનમાં મનરૂપ મ્હોટો વાઘ ફરે છે. ત્યાં મુમુક્ષુ સજ્જનોએ જવું નહિ.

જાગૃત અવસ્થામાં સ્થૂળ વિષયોને અને સ્વપ્નાવસ્થામા સૂક્ષ્મ વિષયોને મનજ ઉત્પન્ન કરે છે. તેમજ ભોક્તાના શરીર, વર્ણ, આશ્રમ જાતીના ભેદોને તથા ગુણ, કર્મ, અને તેમનાં

સાધન તથા ફલોને મનજ નિરંતર રચે છે. આ અસંગ ચેતનરૂપ આત્માને મોહ પમાડી સ્વસ્વરૂપનું વિસ્મરણ કરાવી દેહ, ઇંદ્રિય, અને પ્રાણના ધર્મો સાથે બાંધીને મન પોતાના કૃત્યના ફલના ઉપભોગમાં હું અને મારૂં એવી બુદ્ધિ વડે નિરંતર ભ્રમણ કરાવે છે. એ અધ્યાસના દોષથી મનુષ્યને સંસાર પ્રાપ્ત થાય છે, અને અધ્યાસરૂપ બંધ પણ મનેજ કલ્પેલો છે. રજોગુણ તથા તમોગુણના દોષવાળા, વિવેક રહિત મનુષ્યના જન્માદિ દુઃખનું કારણ પણ મનજ છે. એ કારણથી તત્વદર્શી પંડિતો મનનેજ અવિદ્યા કહે છે. વાદળાંના સમૂહને જેમ વાયુ ભ્રમણ કરાવે છે, તેમ આ જગતને મનજ ભમાવે છે; માટે મુમુક્ષુએ પ્રયત્ન કરી મનને શુદ્ધ કરવું જોઇએ. મન શુદ્ધ અને પવિત્ર થવાથી મુક્તિ સુગમ થાય છે.

જે પુરૂષ મોક્ષ ઉપર અત્યંત આસક્તિ રાખી, વિષયો ઉપરની પ્રીતિ નિર્મૂલ કરી, સર્વ સકામ કર્મોનો ત્યાગ કરી, બ્રહ્મમાં શ્રદ્ધા રાખી વેદાંતનું શ્રવણ આદરપૂર્વક કરે છે, તે પુરૂષ બુદ્ધિના રજોગુણના દોષોને દૂર કરી શકે છે. મનોમયકોશ આદિ અંતવાળો, પરિણામ પામવાના સ્વભાવવાળો, દુઃખમય અને રાગદ્વેષાદિ ધર્મોવાળો છે, તેથી તે આત્મા થઇ શકે નહિ. દૃષ્ટા કદી પણ દ્રશ્યરૂપ જોયા નથી.

હવે વિજ્ઞાનમયકોશનો વિચાર કરવામાં આવે છે. એ ચિદાભાસયુક્ત છે, પ્રકૃતિના વિકારરૂપ છે, અને દેહ, ઇંદ્રિય આદિમાં હું જ્ઞાન અને ક્રિયાવાન છું, એવું નિરંતર અભિમાન કરે છે. એ વિજ્ઞાનમયકોશ તેજ જીવ છે. તે હું છું એમ માનવાના સ્વભાવવાળો અને સર્વ વ્યવહાર ચલાવનારો છે. તે પૂર્વની વાસનાને લીધે પુણ્યરૂપ અને પાપ

રૂપ કર્મો કરે છે, તેમનાં ફલ ભોગવે છે, અનેક યોનિઓમાં જન્મ લે છે અને આ લોક તથા પરલોકમાં જાય છે, અને આવે છે. જાગૃત સ્વપ્નાદિ અવસ્થા અને સુખદુઃખના ભોગ એ વિજ્ઞાનમયકોશ અથવા જીવનેજ છે. એ કોશ શુધ્ધાત્માની અત્યંત સમીપમાં હોવાથી ઘણો પ્રકાશવાળો છે. દેહાદિમાં રહેલા આશ્રમ, ધર્મ, કર્મ અને ગુણો એ સર્વ મારાં છે, એવું તે નિરંતર અભિમાન કરે છે. તેથી વિજ્ઞાનમય કોશ તે આત્માની ઉપાધિ છે. તેમાં આત્મ બુદ્ધિવાળો મનુષ્ય બ્રાંતિવડે સંસારમાં જન્મ મરણને પામે છે. જે જ્ઞાનમય, સ્વયંપ્રકાશ જ્ઞાનેંદ્રિયમાં અને હૃદયમાં પ્રકાશે છે તે કુટસ્થ એટલે અવિકારી આત્મા છે. તે ઉપાધિમાં સ્થિતિ કરે છે, ત્યારે કર્તા ભોક્તા કહેવાય છે. આત્મા મિથ્યારૂપ બુદ્ધિ સાથે પોતાની એકતા માનવાના દોષથી પરિચ્છેદ પામીને પોતે સર્વરૂપ

છતાં બીજાં પ્રાણી પદાર્થોને માટીથી ઘડાઓની પેઠે ભિન્નપણાથી જુએ છે. જેમ અગ્નિ નિર્વિકારી છતાં લોઢાની સાથે સંબંધ થવાથી તેના આકારવાળો જણાય છે, તેમ આત્મા સ્વભાવથી સદા નિર્વિકારી છતાં બુદ્ધિરૂપ ઉપાધિના સંબંધને લીધે તેના ધર્મોને અનુસરી તે ધર્મવાળો જણાય છે. એ સંબંધમાં શંકા ઉઠે કે પરમાત્માને જીવભાવ ભ્રાંતિથી થાય, અથવા બીજી રીતે પ્રમાણવડે થાય, પરંતુ તેની ઉપાધિ અનાદિ હોવાથી તેનો નાશ થઈ શકતો નથી, તેથી જીવભાવ દૂર થાય નહિ અને સંસાર નિરંતર રહે, ત્યારે મોક્ષ કેવી રીતે થાય? તેનું સમાધાન એ છે કે ભ્રાંતિથી કરેલી મિથ્યા કલ્પના પ્રમાણરૂપ સત્ય હોઈ શકે નહિ. જેમ આકાશને નિલપણા આદિનો સંબંધ ભ્રાંતિવિના થઇ શકતો નથી, તેમ અસંગ, નિષ્ક્રિય અને નિરાકાર આત્માનો

શબ્દાદિ વિષયો સાથે સંબંધ ભ્રાંતિવિના ઘટતો નથી. દ્દષ્ટારૂપ, નિર્ગુણ, ક્રિયા રહિત, સર્વની અંતર રહેલા, જ્ઞાનસ્વરૂપ, આનંદ સ્વરૂપ આત્માને જીવભાવ ભ્રાંતિથી પ્રાપ્ત થયલો છે, તે સત્ય નથી. મોહનો નાશ થવાથી સ્વાભાવિક રીતે અસત્ જીવભાવ રહેતો નથી. જેમ દોરડીમાં માનેલો સર્પ ભ્રાંતિના સમયમાંજ રહે છે, પણ ભ્રાંતિનો નાશ થવાથી સર્પ રહેતો નથી, તેમ પ્રમાદથી મિથ્યા જ્ઞાનવડે ઉત્પન્ન થયલા જીવભાવની સત્તા જ્યાં સુધી ભ્રાંતિ છે ત્યાં સુધીજ રહે છે.

અવિદ્યા અને તેના કાર્યરૂપ બુદ્ધિનું અનાદિપણું મનાય છે, તોપણ જેમ જાગ્યાથી સ્વપ્નનો નાશ થાય છે, તેમ જ્ઞાન ઉત્પન્ન થવાથી અવિદ્યા અને તેના કાર્યોનો મૂળ સહિત નાશ થાય છે. એ અનાદિ છતાં પણ પ્રાગભાવનીપેઠે નિત્ય નથી એ સ્પષ્ટ છે. જેમ

અનાદિ પ્રાગભાવનો પણ વિનાશ જોવામાં આવે છે, તેમ બુદ્ધિરૂપ ઉપાધિના સંબંધથી આત્મામાં કલ્પાયલું જીવપણું આત્માથી ભિન્ન નથી અને સ્વરૂપે વિલક્ષણ નથી. આત્માનો બુદ્ધિ સાથે સંબંધ મિથ્યા જ્ઞાનથી થયલો છે. તેની નિવૃત્તિ યથાર્થ જ્ઞાનથીજ થાય છે. બીજી રીતે એટલે કર્મ કે ઉપાસનાથી તે થઇ શકતી નથી. બ્રહ્મ અને આત્માના એકપણાનો અનુભવ એજ યથાર્થ જ્ઞાન છે, એવો વેદાંતનો સિદ્ધાંત છે. એ જ્ઞાન આત્મા અને જડ પદાર્થના યથાર્થ વિવેકથીજ સિદ્ધ થાય છે. તેથી પ્રત્યગાત્મા અને બ્રહ્મસ્વરૂપનો ઉપાધિના ત્યાગવડે વિવેક કરવો જોઇએ. જેમ કાદવવાળા જલમાંથી કાદવ દૂર થવાથી જલ નિર્મલ જણાય છે, તેમ આત્મા પણ આવરણરૂપી દોષનો અભાવ થવાથી સ્પષ્ટ જ્ઞાનસ્વરૂપ જણાય છે. મિથ્યા પદાર્થની નિવૃત્તિ થવાથી

અંતરાત્માની સદ્રૂપે સ્પષ્ટ પ્રતીતિ થાય છે. માટે સદ્રુપ આત્મામાંથી અહંકારાદિ મિથ્યા વસ્તુનો ત્યાગ કરવો જોઇએ.

ઉપર પ્રમાણે વિજ્ઞાનમય કોશ વિકારી, જડ, પરિચ્છિન્ન, દૃશ્ય, અનિત્ય ફેરફાર પામનારો હોવાથી આત્મા થઇ શકતો નથી.

હવે આનંદમયકોશનો વિચાર કરવાનો રહ્યો. એ કોશ ઉપાધિવાળો, પ્રકૃતિના વિકારરૂપ, પુણ્યકર્મોના કાર્યરૂપ અને પંચકોશોમાં ગણાયલો હોવાથી પરાત્મા નથીજ. સુષુપ્તિમાં અનુભવેલા સુખના લેશથી જે અભિમાન કરે છે કે હું સુખે સુતો હતો, તે આનંદમયકોશ છે. એવો અહંકાર તે આત્મા કેમ હોઈ શકે?

ઉપર પ્રમાણે પાંચે કોશોનો યુક્તિથી તથા શ્રુતિથી નિષેધ થવાથી તે નિષેધના અવધિભૂત જ્ઞાનરૂપ સાક્ષી અવશેષ રહે છે.

---

# પંચવિષય.

જેમ પંચકોશો આત્મા નથી, તેમ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ પાંચ વિષયો પણ અનાત્મ છે. એ પાંચ વિષયોમાં મૂઢ મનુષ્યો રાગરૂપી મ્હોટાં દોરડાંવડે સખત ગાંઠથી બંધાયલા છે, તેઓ પોતાના કર્મોરૂપી દૂતોવડે બારે વેગથી તણાય છે અને ઉપર સ્વર્ગાદિલોકમાં અને નિચે પશુ આદિ યોનિમાં આવે છે અને જાય છે.

હરણ, હાથી, પતંગીયું, માછલું અને ભમરો એ પાંચ પ્રાણીયો શબ્દાદિ પાંચ વિષયો પૈકી પોતપોતાના એકકેક વિષય સાથે બંધાયાથી મૃત્યુ પામે છે. ત્યારે એ પાંચે વિષયોથી બંધાયલો મનુષ્ય કેમ મરણ ન પામે? એ વિષયો કાળા સાપના ઝેરથી પણ વધારે ભયંકર છે. ઝેર તો ખાનારનો પ્રાણ લે છે, પણ એ વિષયો તો આંખવડે જોનારને પણ હણે છે.

જે મનુષ્ય ઘણા શ્રમથી ત્યજી શકાય એવી વિષયોની આશારૂપ મહાપાશથી છુટો થયો હોય, તેજ મોક્ષને યોગ્ય થયલો કહેવાય છે. પણ બીજાઓ છ શાસ્ત્ર જાણનાર પંડિતો હોય તોપણ તેઓ મોક્ષને યોગ્ય થતા નથી. ઉપલક વૈરાગ્યવાળો મુમુક્ષુ ભવસાગરને તરી પાર જ-વાને તૈયાર થયો હોય તેને વિષયોની આશા રૂપ મગર ગળામાં પકડી પાછો ફેરવી વચમાંજ ડુબાડી દે છે. પણ જે મનુષ્ય તિવ્ર વૈરાગ્યરૂપી તલવારથી એ વિષયરૂપી મગરને કાપી નાખે છે, તે એ વિઘ્નથી છુટો થઇ ભવસાગર તરીને પાર જાય છે. જેઓ મોક્ષની ઇચ્છા રાખે છે તેમણે વિષની પેઠે વિષયોને ઝેરી માની તેનો અત્યંત ત્યાગ કરવો જોઇએ અને સંતોષ, દયા, ક્ષમા, સરળતા, મનોનિગ્રહ, અને ઇંદ્રિય નિગ્રહ એ સાધનોનું સેવન અમૃતની પેઠે નિત્ય આદરપૂર્વક કરવું જોઇએ.

---

## ત્રણ શરીરનો વિવેક.

અનાદિ અવિદ્યાએ કરેલા, હું અને મારૂં, એ રૂપ બંધનમાંથી મોકળા થવા માટે જે કર્તવ્ય છે, તેનો ત્યાગ કરીને સ્થૂળ શરીરના પોષણ માટેજ જે મનુષ્ય તત્પર રહે છે, તે પોતાનેજ હણે છે અને દુઃખી થાય છે. જે માણસ શરીર પોષણમાં મચ્યો રહી આત્માને જાણવાની ઈચ્છા રાખે, તે મગરને લાકડું જાણી તેને પકડી નદીને તરી પાર જવાની ઇચ્છા કરે તેના જેવું છે. શરીરાદમાં આત્માની ભ્રાંતિ થવી એ મુમુક્ષુઓને મ્હોટા મોતરૂપ છે. જે એ ભ્રાંતિ અથવા મોહને જીતી શકે છે, તે મુક્તિનું પદ પામવાને સમર્થ થાય છે. દેહ, સ્ત્રી, અને પુત્રાદિમાં મોહરૂપી મ્હોટા મૃત્યુનો ત્યાગ કરવો. તે મોહને જેઓ જીતે છે તે પરમાત્માના ઉત્તમ પદને પામે છે.

સ્થૂલ શરીર ચામડી, માંસ, લોહી, મેદ, મજ્જા અને હાડકાંવાળું, તથા મૂત્ર અને વિષ્ટાથી ભરેલું છે, તેથી તે નિંદાને પાત્ર છે. જીવના ભોગના સ્થાનરૂપ એ શરીર પૂર્વના કર્મોથી સ્થૂલ પંચિકૃત પંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થયું છે. એ સ્થૂલ શરીરના અભિમાનીની જાગ્રદવસ્થા છે, અને તેથી સ્થૂલ પદાર્થોનો અનુભવ થાય છે. બાહ્યેંદ્રિયોવડે પુષ્પની માળા, ચંદન, અને સ્ત્રી આદિ વિચિત્ર રૂપવાળા સ્થૂલ પદાર્થોનો ઉપભોગ જીવ પોતે તે શરીરરૂપ થઇને કરે છે, તેથી જાગૃદ્વસ્થામાં એ સ્થૂલ શરીરનું પ્રધાનપણું છે એમ જાણવું. પુરૂષનો સઘળો બાહ્ય સંસાર સ્થૂલ શરીરને આશ્રયે છે, તેથી ગ્રહસ્થના ઘર જેવું તે જીવનું ઘર છે. એ સ્થૂલ શરીરના ધર્મો અનેક છે. જન્મ, મરણ, સ્થૂલપણું, બાલ્યાવસ્થા, વૃદ્ધાવસ્થા, વર્ણ અને આશ્રમના નિયમો, અનેક

જાતના રોગો, પુજા, માન, અપમાન ઇત્યાદિ અનેક તેના ભેદો છે. એવા પ્રકારનું સ્થૂલ શરીર આત્મા થઇ શકે નહિ.

તેજ પ્રમાણે સૂક્ષ્મ શરીર પણ આત્મા થઇ શકે નહિ. એના અભિમાનીની સ્વપ્નાવસ્થા છે. તેમાં માત્ર બુદ્ધિજ બાકી રહે છે, અને જૂદે જૂદે રૂપે ભાસે છે. સ્વપ્નમાં બુદ્ધિ પોતેજ જાગૃતના સમયની વિવિધ પ્રકારની વાસનાઓથી કર્તાપણાના ભાવને પામીને શોભે છે. તેમાં પરમાત્મા પોતેજ પ્રકાશે છે. બુદ્ધિની ઉપાધિવાળો, સર્વનો સાક્ષી એ આત્મા તે ઉપાધિએ કરેલાં કર્મોથી જરાપણ લેપાતો નથી. તેથી તે અસંગ કહેવાય છે. એ સૂક્ષ્મ શરીર ચેતનરૂપ પુરૂષના સર્વ વ્યવહારનું સાધન છે, અને તેથીજ આત્મા અસંગ છે.

નેત્રના બળથી કે નબળાઇથી જોવામાં સમર્થપણું, મંદપણું કે આંધળાપણું, એ ધર્મો

નેત્રના છે. તેમજ બેહેરાપણું અને મુગાપણું એ ધર્મો શ્રોત્ર અને વાણીના છે. એ સર્વે ધર્મો આત્માના નથી. શ્વાસ લેવો અને કાઢવો, બગાસું, છીંક, મળમૂત્ર બહાર કાઢવાં, મરણ સમયે લિંગ શરીરને બહાર લઈ જવું, ઇત્યાદિ ક્રિયાઓ પ્રાણની છે, અને ભુખ તરસ એ પણ પ્રાણના ધર્મો છે. ચક્ષુ આદિ ઇંદ્રિયોમાં અને સ્થૂલ શરીરમાં હું એવા અભિમાનથી અંતઃકરણ ચિદાભાસના પ્રકાશની સાથે રહે છે. તે અહંકારકર્તા ભોક્તા છે એમ જાણવું. એ અભિમાની જીવ સત્વાદિ ગુણના યોગે કરી જાગૃદાદિ ત્રણ અવસ્થાને પામે છે. તે વિષયના અનુકુળપણાથી સુખી અને વિરૂદ્ધતાથી દુઃખી થાય છે. એ સુખ અને દુઃખ અંતઃકરણના ધર્મો છે. તે સદા આનંદરૂપ આત્માના ધર્મો નથી. એ પ્રમાણે શરીર, ઇંદ્રિયો, પ્રાણ, અને

અંતઃકરણના ધર્મો ભિન્ન ભિન્ન હોવાથી તેઓ આત્મા નથી. આ આત્મા તે સર્વથી ભિન્ન છે.

ત્રીજું કારણશરીર પણ આત્મા નથી. તેમાં સર્વ ઇંદ્રિયો તથા બુદ્ધિની વૃત્તિ અત્યંત લીન થાય છે, તેથી તેમાં કોઇપણ પ્રકારનું જ્ઞાન થઇ શકતું નથી. ઉંઘમાંથી ઉઠેલો પુરૂષ કહે છે કે મેં કંઈ પણ જાણ્યું નહિ, એમ લોકમાં પ્રસિદ્ધ છે. એમ હોવાથી સુષુપ્તિ અવસ્થામાં અવિદ્યાની પ્રતીતિ થાય છે.

ઉપર પ્રમાણે વિવેક કર્યાથી એટલું સિદ્ધ થાય છે કે ત્રણ શરીર અને પંચકોશ આત્મા નથી, પણ આત્માની ઉપાધિ છે, અને શરીર ઇંદ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ અને અહંકાર એ સર્વથી આત્મા ભિન્ન છે. આત્માના અસ્તિત્વ વિષે તો કોઇને પણ શંકા હોય નહિ. પોતે છે એવા અર્થમાં કોને સંશય હોય? ને કોઇને

તેવો સંશય હોય તો સંશય લેનાર તેજ આત્મા છે એમ જાણવું. હું નથી એમ જે જાણે છે, તે નહિ જોવાના સાક્ષીપણાવડે સત્ય આત્માનેજ જાણે છે, અને હું છું, એમ જે જાણે છે, તે પોતે બ્રહ્મનેજ અનુભવે છે. તું બ્રહ્મ છે તેથી હું બ્રહ્મ નથી એ બ્રાંતિજ છે. ભ્રાંતિવડે બ્રહ્મથી જીવનો ભેદ થાય છે અને એ ભેદ જ્ઞાનથી કલેશ ઉત્પન્ન થાય છે. જેણે પંચકોશોનો વિવેક કર્યો હોય એવો પુરૂષ અવિદ્યા આદિ પાંચ કલેશનો ભોક્તા થતો નથી. એ માટે કુશળ પુરૂષોએ નિરંતર પંચ-કોશોનો વિચાર કરવો જોઇએ. ત્યાર પછી માયાનું સત્ય સ્વરૂપ સમજવું જોઇએ, કેમકે આત્મા સંબંધી જે ભ્રાંતિ થાય છે તે માયા-થીજ થાય છે.

---

## માયાનું સ્વરૂપ.

માયા એ અવ્યક્ત નામની પરમેશ્વરની શક્તિ છે. તે અનાદિ અવિદ્યારૂપ, સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણવાળી, કાર્યોથી પર અને કાર્યો ઉપરથી અનુમાન કરી શકાય એવી છે. એ માયાથીજ આ સઘળું જગત ઉત્પન્ન થાય છે. એ માયા સત્ નથી, અસત્ નથી, અને સત્ તથા અસત્ એ બન્ને રૂપવાળી પણ નથી. તે આત્માથી ભિન્ન નથી, અભિન્ન નથી અને ભિન્ન તથા અભિન્ન એ બન્ને રૂપવાળી પણ નથી. તે સાવયવ નથી, નિરવય નથી, અને તે ઉભય રૂપવાળી પણ નથી. પણ તે મહા અદ્ભૂત અને અનિર્વચનીયરૂપ છે. જેમ દોરડીના જ્ઞાનથી દોરડીમાં થયલી સર્પની ભ્રાંતિ નાશ પામે છે, તેમ શુદ્ધ, અદ્વિતીય બ્રહ્મના જ્ઞાનથી માયા નાશ પામે છે. તેથી તે સત્‌રૂપ નથી.

સત્વ, રજ અને તમ એ માયાના ગુણો તેમના કાર્યોવડે પ્રસિદ્ધ છે, તેથી માયા નિરવયવ પણ નથી.

એ માયાની શક્તિ બે પ્રકારની છે, વિક્ષેપ શક્તિ અને આવરણ શક્તિ. વિક્ષેપ શક્તિ રજોગુણમાંથી ઉત્પન્ન થાય છે અને તે ક્રિયારૂપ છે અને તેથી આ સઘળી પુરાતન પ્રવૃત્તિ ચાલી રહી છે. રાગાદિ અને દુઃખાદિ જે મનના વિકારો નિત્ય અનુભવાય છે, તે એ વિક્ષેપ શક્તિમાંથી ઉત્પન્ન થાય છે. કામ, ક્રોધ, લોભ, દંભ, અસૂયા, અહંકાર, અદેખાઇ ઇત્યાદિ ઘોર ધર્મો છે તે રજોગુણમાંથી ઉત્પન્ન થયલા છે. જેનાથી પુરૂષની સઘળી પ્રવૃત્તિ થાય છે, તે રજોગુણ જીવના બંધનું કારણ છે. આવરણ શક્તિ તમોગુણમાંથી ઉત્પન્ન થાય છે. તેનાથી આત્મા વિપરિતરૂપે ભાસે છે. એ આવરણ શક્તિ જીવના જન્મ મરણરૂપ સંસારનું કારણ છે અને તેજ

વિક્ષેપ શક્તિને કાર્યાભિમુખ કરે છે. પુરૂષ ભલે તેટલો બુદ્ધિમાન, પંડિત, ચતુર, અને સૂક્ષ્મ આત્માને જાણનારો હોય, તોપણ અને બહુ પ્રકારે તેને સમજાવવામાં આવે, તોપણ તમો ગુણથી આચ્છાદિત થવાથી તે સત્ય વસ્તુને સ્પષ્ટ જાણતો નથી, અને ભ્રાંતિથી મિથ્યા વસ્તુનેજ સત્ય માને છે, અને તેના ગુણોનો આશ્રય લે છે. બહુ દુઃખની વાત છે કે ઘણા પ્રયત્નથી દૂર કરી શકાય એવા તમો-ગુણની એ આવરણ શક્તિ બહુ પ્રબળ છે.

એ આવરણ શક્તિના સંસર્ગમાં આવેલા મનુષ્યોમાં યથાર્થ જ્ઞાનનો અભાવ, વિપરીત જ્ઞાન, સત્ય વસ્તુમાં અશ્રદ્ધા, અને સંશય, એ દોષો નિરંતર રહે છે અને તેમને વિક્ષેપ શક્તિ સદા વિક્ષેપમાં નાખે છે. અજ્ઞાન, આળસ, જડતા, નિદ્રા, પ્રમાદ, અને મૂઢતા, ઇત્યાદિ

તમોગુણનાં કાર્ય છે, તે વડે યુક્ત મનુષ્ય કંઈ પણ જાણતો નથી, અને તે ઉંઘણસી તથા થાંભલાની પેઠે જડ થઈ રહે છે.

માયાનો સત્વગુણ જળના જેવો ઘણો નિર્મળ છે, તો પણ તે રજોગુણ અને તમોગુણ સાથે ભળ્યાથી સંસારનો હેતુ થવાને સમર્થ થાય છે. એ સત્વગુણનું કાર્ય બુદ્ધિ છે. તેમાં આત્માનું પ્રતિબિંબ પડે છે અને તે આ સર્વ જડ જગતને સૂર્યની પેઠે પ્રકાશે છે. યમ, નિયમ, અમાનિપણું, ઇત્યાદિ ધર્મો તથા શ્રદ્ધા, ભક્તિ, મુમુક્ષુતા, દૈવિ સંપત્તિ, આસુરી સંપત્તિની નિવૃત્તિ એ મિશ્ર સત્વગુણના ધર્મો છે. મનની પ્રસન્નતા, આત્માનો અનુભવ, પરમશાંતિ, તૃપ્તિ, અત્યંત આનંદ, પરમાત્માની નિષ્ટા, જેથી બ્રહ્માનંદનો અનુભવ થાય છે તે સર્વે વિશુદ્ધ સત્વગુણના ધર્મો છે.

શરીર, ઇંદ્રિય, પ્રાણ, મન, અહંકારાદિ સર્વ વિકારો, શબ્દાદિ વિષયો અને તેમના સુખ, આકાશાદિ પંચ મહાભૂતો, અને છેવટે માયા સુધીનું સર્વ જગત જડ છે. માયા અને મહતત્વથી માંડીને દેહ પર્યંત સર્વ માયાનાં કાર્યો આત્મસ્વરૂપ નથી, પણ ઝાંઝવાના જળની પેઠે મિથ્યા છે એમ જાણવું.

વિક્ષેપ શક્તિ પુરૂષને આવરણના બળથી મોહ પમાંડનારી હુંપણાની બુદ્ધિ સાથે જોડીને તેના કર્તા ભોક્તાદિ ધર્મોવડે વિક્ષેપમાં નાખે છે. આવરણ શક્તિની સંપૂર્ણ નિવૃત્તિ ન થાય, ત્યાં સુધી વિક્ષેપ શક્તિને જીતવી કઠણ છે. દ્રષ્ટા અને દ્રસ્યનો દુધ અને જળના જેવો સ્પષ્ટ વિભાગ થાય ત્યારે આત્માના સ્વયંપ્રકાશ સ્વભાવથી આવરણ નાશ પામે છે. પછી જ્યારે મિથ્યા પદાર્થમાં વિક્ષેપ નહિ થાય તો નિસ્સંશય પ્રતિબંધ રહિત થવાય છે.

સ્પષ્ટ જ્ઞાનથી ઉત્પન્ન થયલો યથાર્થ વિવેક દ્રષ્ટા અને દ્રશ્ય પદાર્થના તત્વને પ્રથક કરીને માયાએ કરેલા મોહરૂપ બંધનને કાપી નાખે છે. તેથી છુટા થયલા પુરૂષને ફરી સંસાર થતો નથી. જીવ અને બ્રહ્મની એકતાના જ્ઞાનરૂપ અગ્નિ અવિદ્યારૂપ સમગ્ર વનને બાળી નાખે છે. તેથી અદ્વૈતભાવને પામેલા પુરૂષને ફરી સંસાર પ્રાપ્ત થવાનું કંઇ કારણ રહેતું નથી. એ પ્રમાણે પદાર્થનું યથાર્થ જ્ઞાન થવાથી આવરણની નિવૃત્તિ થાય છે, મિથ્યા જ્ઞાનનો નાશ થાય છે, અને વિક્ષેપથી થયલાં દુઃખો દૂર થાય છે. દોરડીના સ્વરૂપના યથાર્થ જ્ઞાનથી આવરણની નિવૃત્તિ, સર્પરૂપ મિથ્યા જ્ઞાનનો નાશ, અને સર્પ જાણવાથી થયલાં દુઃખોની નિવૃત્તિ એ ત્રણ પરિણામ થતાં જોવામાં આવે છે: માટે મુમુક્ષુએ બંધથી મુક્ત થવા માટે વસ્તુનું

યથાર્થ સ્વરૂપ જાણવું જોઇએ. જેમ અગ્નિનો સંબંધ થવાથી લોઢું અગ્નિ જેવું જણાય છે, તેમ આત્માના સંબંધથી બુદ્ધિ પ્રમાતાદિરૂપે પ્રતીત થાય છે. જેમ ભ્રાંતિ, સ્વપ્ન, અને મનોરથમાં દ્વૈત મિથ્યા જોવામાં આવે છે, તેમ આ જાગૃતનું દ્વૈત પણ બુદ્ધિનું કાર્ય હોવાથી મિથ્યા છે એમ જાણવું. એમ હોવાથી અહંકારથી માંડીને દેહ પર્યંતના પદાર્થો અને સર્વ વિષયો પ્રકૃતિના વિકારો છે. તેઓ ક્ષણમાં બદલાઇ જાય એવા છે, માટે મિથ્યા છે. પણ આત્મા કદી પણ બદલાતો નથી, માટે તે સત્ છે. પરમાત્મા નિત્ય, અદ્વય, અખંડ, ચૈતન્યરૂપ, બુદ્ધિ આદિનો સાક્ષી, કાર્ય કારણથી વિલક્ષણ હું એવા શબ્દ અને જ્ઞાનના લક્ષણવડે જણાતા પદાર્થરૂપ, અંતરાત્મારૂપ, અને સર્વદા આનંદઘન છે. એ પ્રમાણે મુમુક્ષુ સત્ અને મિથ્યા પદા-

ર્થનો વિવેક કરી, પોતાની જ્ઞાન દષ્ટિથી તત્ત્વનો નિશ્ચય કરી, અને અખંડ આનંદરૂપ પોતાના આત્માને જાણી મિથ્યા પદાર્થનો ત્યાગ કરી, પોતાની મેળેજ શાંત થાય છે.

ઉપર પ્રમાણે આત્મા અનાત્મા અથવા જડચેતનનો વિવેક કર્યાથી આત્મા અવશેષ રહે છે. એ આત્મા એક છે, શરીરની અંદર રહેનારો છે, સર્વને નિયમમાં રાખનારો છે, જ્ઞાનમય, પવિત્ર, પ્રકાશક, નિત્ય અને સદ્રૂપ છે. પણ સૂક્ષ્મ શરીર, ઇંદ્રિયો અને પ્રાણ આદિના સમૂહરૂપ છે, બાહ્ય છે, નિયમમાં રહેનારૂં છે અને સ્થૂળ શરીર માંસમય, અપવિત્ર અને તમો ગુણના કાર્યરૂપ નાશવંત છે. એમ છતાં સ્થૂળ સૂક્ષ્મ શરીર તેજ આત્મા છે, એમ જો કોઇ માને તો તેનાથી બીજું વધારે અજ્ઞાન શું હોય? એજ મ્હોટું અજ્ઞાન છે.

જડ પદાર્થોનું જ્ઞાન થવું, તેમને જાણવા એજ આત્માનું પ્રકાશપણું છે. પણ તે પ્રકાશપણું અગ્નિ કે દીવાના પ્રકાશપણાથી વિલક્ષણ છે. જેમ રાત્રીએ અંધારૂં દીવાથી દૂર થાય છે, તેમ આત્માથી અંધારૂં દૂર થતું નથી, પણ તે અંધારૂં છે એવું જ્ઞાન થાય છે. ઘડાને જોનારો મનુષ્ય સર્વદા જાણે છે કે એ ઘડો મારો છે, પણ હું ઘડા રૂપ નથી, પરંતુ અજ્ઞાની મનુષ્ય મનમાં એમ નક્કી કરે છે કે આ મારો દેહ તેજ હું છું, એ આશ્ચર્ય છે. દેહને જોનારો આત્મા તેનાથી ભિન્ન છે એમ તે જાણતો નથી.

હું સર્વ પ્રાણી પદાર્થોમાં સમ એટલે એક સરખો છું; વિક્ષેપ રહિત શાંત છું; જન્મ મરણાદિ વિકારોથી રહિત નિર્વિકાર છું; સ્થૂળ શરીરના વાત પિત્તાદિ તથા સૂક્ષ્મ શરીરના

કામ ક્રોધાદિ દોષોથી રહિત નિર્દોષ, નિરાકાર, અવિનાસી છું; રોગોથી રહીત, આભાસ રહિત, કલ્પના રહિત, વ્યાપક, સત્વાદિ ગુણ રહિત નિર્ગુણ, નિષ્ક્રય, નિત્ય, સદામુક્ત, શોક મોહાદિ રહિત, નિર્મળ, અચળ, અનંત, શુધ્ધ, અજર, અમર, સચ્ચિતાનંદ રૂપ, બ્રહ્મ છું. મિથ્યા સ્વરૂપવાળો દેહ હું નથી. એ પ્રમાણે જાણવું તેજ ખરૂં આત્મ જ્ઞાન છે. આત્મા શરીરમાં રહેલો પણ શરીરથી ભિન્ન, મંગળરૂપ, શ્રુતિ સ્મૃતિઓએ પ્રતિપાદન કરેલો છે, છતાં કેટલાક માને છે કે તે શૂન્ય રૂપ છે, એ તેમની મૂર્ખતા છે. એવા મૂર્ખોને આત્મદર્શન થવું દુર્લભ છે.

હું દ્રષ્ટા છું, દેહ દ્રશ્ય છે. દેહ મારો છે એમ કહેવાય છે. હું વિકારથી રહિત છું. દેહ નિત્ય વિકારી છે; તેથી સ્થૂળ શરીર આત્મા કેમ થઇ શકે? આત્મા અસંગ છે, સ્વયંપ્રકાશ છે,

આ સર્વ આત્મા છે, એમ શ્રુતિએ આત્મ સ્વરૂપ નક્કી કરેલું છે. તેથી અનંત મેલવાળું પર પ્રકાશ્ય સ્થૂળ શરીર આત્મા કેમ હોઈ શકે? વેદના કર્મ કાંડમાં પણ કહ્યું છે કે આત્મા દેહથી ભિન્ન અને નિત્ય છે. કર્મનું ફળ સૂક્ષ્મ શરીર ભોગવે છે. તે અનેકની સાથે સંબંધવાળું, દૃશ્ય, ચલ, વિકારી, અવ્યાપક, અસદ્રૂપ છે. તે આત્મા કેમ હોઈ શકે? એ પ્રમાણે આત્મા બન્ને શરીરોથી ભિન્ન છે, સર્વનો અધિષ્ઠાતા, સર્વનો નિયંતા, સર્વરૂપ, સર્વથી ભિન્ન અને અવિનાશી છે. એ પ્રમાણે આત્મા અને શરીરમાં ભેદ છે, તેથી શરીર તે આત્મા નથી, એમ ઠરે છે. શરીર અસત્ એટલે મિથ્યા છે એ નક્કી છે. ચૈતન્ય સર્વત્ર એકરૂપ છે. તેમાં ભેદ થઈ શકતો નથી. તેથી જેમ દોરડીમાં સર્પની ભ્રાંતિ મિથ્યા છે, તેમ જીવ-પણું પણ મિથ્યા જાણવું.

જેમ નદીના કાંઠા ઉપરનાં ઝાડ પાણીમાં ઉંધાં જણાય છે; વહાણમાં જનાર મનુષ્યને કાંઠા ઉપરના સર્વ પદાર્થો ચાલતા હોય તેમ જણાય છે; કમળાના રોગવાળાને સઘળું પીળુંજ દેખાય છે; ગોળ કુંડાળામાં ઝડપથી ફરતા મનુષ્યને સર્વ ચક્કર ચક્કર ફરતું જણાય છે; ઉંબાડીયાને ગોળાકારમાં ફેરવવાથી સૂર્યના જેવું ગોળ જણાય છે; દૂરથી જોતાં મ્હોટા પદાર્થો ન્હાના જણાય છે; ન્હાની વસ્તુઓ ચસ્માવડે મ્હોટી જણાય છે; કાચ જડેલી ભૂમિમાં જળ અને જળવાળા સ્થળમાં કાચ જણાય છે; અગ્નિમાં મણિ અને મણિમાં અગ્નિ જણાય છે; વાદળાં દોડવાથી તેમાં રહેલો ચંદ્ર દોડતો જણાય છે; ભ્રાંતિથી કોઇને દિશાનો ભ્રમ થાય છે; અને હાલતા જળમાં ચંદ્ર હાલતો જણાય છે; તેમ અજ્ઞાની અજ્ઞા-

નના સંબંધથી આત્મામાં દેહપણું માને છે. એ પ્રમાણે અવિદ્યાથીજ આત્મામાં દેહાધ્યાસ એટલે શરીરની ભ્રાંતિ થાય છે, અને હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું, એવું હુંપણાનું અભિમાન થાય છે. એ અજ્ઞાન અને ભ્રાંતિ આત્માના જ્ઞાનથી પરમાત્મામાં લય પામે છે. એ પ્રમાણે સર્વ સ્થાવર જંગમ જગત આત્મસ્વરૂપે જાણ્યામાં આવે તો પછી સર્વ પદાર્થોના અભાવથી શરીરનું આત્મપણું ક્યાં રહે?

---

## મહાવાક્ય વિચાર.

પંચકોશો અને ત્રણ શરીરનો વિવેક કર્યા છતાં અને માયાનું સ્વરૂપ સમજ્યા છતાં પણ '**તત્ત્વમસિ**' ઇત્યાદિ મહાવાક્યોના ચિંતનવિના પુરૂષોને અંતરાત્મા પ્રકાશમાન છતાં પરોક્ષ જેવોજ ભાસે છે. ગુરૂકૃપાના પ્રભાવથી એ

પદોના અર્થના શોધનપૂર્વક મહાવાક્યનો વિચાર કરનાર પુરુષ થોડા સમયમાં આત્માનું અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરે છે. વેદાંતના મહાવાક્યોના શ્રવણ, મનનથી ઉપજેલું જીવાત્મા અને પરમાત્માના વાસ્તવિક સ્વરૂપના એકપણા સંબંધી જે જ્ઞાન તે સંસારના બંધનમાંથી મુક્ત થવાનું અને પરમાનંદની પ્રાપ્તિ કરવાનું એટલે મોક્ષનું સાધન છે. માટે સાધન સંપન્ન અધિકારીએ સદ્‌ગુરૂ પાસે મહાવાક્યોનું શ્રવણ કરવું અને પછી તેનું મનન અને નિદિધ્યાસન કરવું અવશ્ય છે. હું બ્રહ્મ છું, એ વાક્યના અર્થનું જ્ઞાન દ્રઢ થાય ત્યાં સુધી શ્રવણ, મનન અને નિદિધ્યાસનનો અભ્યાસ રાખવો જોઇએ. એમ કર્યાથી સર્વ સંશય વિપર્યય મટી જાય છે; સર્વ સંસારનું કારણ જે અજ્ઞાન તે દૂર થાય છે; શરીર અને ઇંદ્રિયોમાંથી હું અને

મારૂં એવું અભિમાન નાશ પામે છે; શબ્દાદિ વિષયોથી ચિત્ત વિક્ષેપ પામતું નથી; કર્મ બેડી તુટી જાય છે; અને પુરૂષ જીવન્મુક્ત થાય છે. જ્ઞાનથી સંચિત કર્મોનો ક્ષય થાય છે, તોપણ રહેલું પ્રારબ્ધ ભોગવવા જીવન્મુક્તે થોડો સમય સંસારમાં રહેવું પડે છે. પણ તેનું મૃત્યુ થાય એટલે તેનો પુનર્જન્મ થતો નથી, પણ તે નિરતિશય આનંદરૂપ પરમાત્માનું શ્રેષ્ટપદ જે કૈવલ્ય તેને પામે છે.

---

## 'તત્વમસિ.'

મહા વાક્યોમાં 'તત્વમસિ' (તે તું છે) એ છાંદોગ્ય ઉપનિષદનું વાક્ય વધારે અગત્યનું છે. એમાં તત્, ત્વમ્ અને અસિ એવા ત્રણ પદ અથવા શબ્દ છે. તે બહુ રહસ્ય ભરેલા છે. દેહ અને ઇંદ્રિયોના ધર્મો

આત્મામાં અભેદરૂપે આરોપવાથી કર્તાપણા આદિના અભિમાનવાળું જે જ્ઞાન થાય તે ત્વંપદનો વાચ્યર્થ છે. હું જાડો અથવા પાતળો છું, એ શરીરના ધર્મોને, હું કાણો અથવા બહેરો છું, એ ઇંદ્રિયોના ધર્મને, અને હું સુખી કે દુઃખી છું, એ અંતઃકરણના ધર્મોને આત્મા વિષે એકપણાથી અભિમાન પૂર્વક જોડવામાં આવે તે ત્વંપદનો વાચ્યાર્થ છે. શરીર, અહંકાર, અને ઇંદ્રિયોની ઉપાધિનું જે સાક્ષી છે, અને તેમનાથી વિલક્ષણપણે જે ભિન્ન પ્રતીત થાય છે, તે નિરૂપાધિક જ્ઞાન અથવા ચૈતન્ય તે ત્વં પદનો લક્ષ્યાર્થ છે. જે ચૈતન્ય ઉપનિષદોના વચન વડે જાણી શકાય છે, જે સમગ્રનું ઉપાદાન કારણ છે, અને જે સર્વજ્ઞતાદિ ધર્મો વડે યુક્ત છે, તે તત્પદનો વાચ્ય અર્થ છે. જે ચૈતન્ય સર્વજ્ઞતા, જગત્કર્તાપણું, ઇત્યાદિ વિવિધ

ઉપાધિઓથી રહિત, નામ રૂપાત્મક જગતથી રહિત, અજ્ઞાન રહિત, અદ્વૈત, અવિનાશી અને અનુભવગમ્ય છે, તે તત્પદનો લક્ષ્યાર્થ છે.

અંતઃકરણ તથા તેની વૃત્તિરૂપ મન તથા દેહાદિનો શાક્ષી, જ્ઞાન સ્વરૂપ, અને સત્ય એટલે ત્રણે કાળમાં બાધ નહિ પામનાર તે આત્મા છે, દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન આદિમાંથી હુંપણાની બુદ્ધિનો ત્યાગ કરીને એ આત્મા તેજ હું છું, એમ નિરંતર આત્માનું ચિંતન કરવું.

સ્થૂળ શરીર પંચ મહાભૂતના વિકાર રૂપ છે, રૂપાદિવાળું છે, તેથી ઘડાની પેઠે તે જડ છે, એમ જાણ્યાથી તેમાંથી આત્મબુદ્ધિ દૂર થઇ શકે છે અને તે આત્મા નથી એમ નિશ્ચય થાય છે. ઘડાનો જોનારો ઘડારૂપ નથી, પણ ઘડાથી ભિન્ન છે, તેમ આ દેહને જોનારો હું દેહરૂપ નથી, પણ દેહથી ભિન્ન છું એમ સમજવું.

તેજ પ્રમાણે ઇંદ્રિયો, મન, બુદ્ધિ, અને પ્રાણ એ સર્વનો હું દષ્ટા છું, તેથી હું તે રૂપ નથી, પણ તેથી ભિન્ન છું એમ જાણવું. એ દેહાદિ સર્વનો સમૂહ દશ્ય છે. તેનાથી વિલક્ષણ આત્મા છે એમ નક્કી કરવું.

દેહ, ઇંદ્રિય, આદિ પદાર્થો જડ છે. તેઓ પોતાની મેળે પોતપોતાની ક્રિયા કરી શકતા નથી. જે ચૈતન્યના સમીપપણાથી તેઓ પોતાની ક્રિયા કરવા સમર્થ થાય છે, તે હું આત્મા છું એમ નક્કી કરવું. ચૈતન્ય પોતે વિકાર પામ્યા વિના ચુંબકની પેઠે બુદ્ધિ આદિને ગતિ આપે છે, તેજ આત્મા છે. દેહાદિ જડ છે, છતાં તેઓ જેના સમીપપણાથી ચેતન જેવાં જણાય છે તેજ આત્મા છે. મન પણ જડ છે, કેમકે મારૂં મન બીજે ઠેકાણે ગયું હતું, હમણાં તે સ્થિર થયું છે એમ બોલાય છે. એ પ્રમાણે બુદ્ધિ-

ની વૃત્તિરૂપ મનને જે જાણે છે તેજ આત્મા છે. જે નિર્વિકારી ચેતન સ્વપ્નાવસ્થા તથા જાગૃદ વસ્થામાં બુદ્ધિના સદ્‌ભાવને તથા સુષુપ્તિમાં બુદ્ધિના અભાવને જાણે છે તેજ આત્મા છે એમ જાણવું. જેમ ઘડાને પ્રકાશનારો દીવો ઘડાથી ભિન્ન છે, તેમ દેહને પ્રકાશનારો દેહી આત્મા દેહાદિથી ભિન્ન ચૈતન્ય સ્વરૂપ છે.

પુત્ર, ધન આદિ પદાર્થો જેના અનુકુળપણાથી પ્રિય છે તે સર્વનો દ્રષ્ટા સર્વથી વધારે પ્રિય છે, અને તેજ આત્મા છે એમ જાણવું. હું કોઇ કાળે ન હોઉં એમ નહિ, પણ હું સર્વદા ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં હોઉં એવી રીતે જે પરમ પ્રીતિનો વિષય છે તે સત્ય આત્મા છે, એમ જાણવું.

ઉપર કહેલા સર્વ જડ પદાર્થોના સાક્ષીરૂપ ચૈતન્ય અથવા જ્ઞાન છે તેજ ત્વંપદનો અર્થ;

છે. આત્માનું એ દ્રષ્ટાપણું અને જ્ઞાન સ્વરૂપ-પણું અધિકારી છે. એ પ્રમાણે ત્વં પદ એટલે તું એ શબ્દના અર્થનો નિશ્ચય કર્યા પછી તત્પદ એટલે તે એ શબ્દના અર્થનો વિચાર નિષેધરૂપ અને વિધિરૂપ શ્રુતિ વચનોવડે વારંવાર કરવો. જે રાગદ્વેષાદિ સમગ્ર સંસાર-દોષોથી રહિત છે, જે સ્થૂલ સૂક્ષ્મ આદિ લક્ષણોથી રહિત છે, જે અદ્રસ્યપણું, અવિકા-રીપણું આદિ ગુણોથી યુક્ત છે, જે અવિદ્યારૂપ મદથી રહિત છે. જે અતિશય આનંદરૂપ, સત્ય, જ્ઞાનસ્વરૂપ, સત્તા સ્વભાવવાળા અને પૂર્ણ છે, તે તત્પદ એટલે નિરૂપાધિક બ્રહ્મ અથવા પરમાત્મા છે, એમ વારંવાર ચિંતન કરવું.

હાવે સબળ એટલે માયોપાધિક બ્રહ્મ તે શું તે જણાવવામાં આવે છે.જેનું સર્વજ્ઞપણું, પરમેશ્વર-પણું અને સંપૂર્ણ શક્તિમાનપણું, વેદો પ્રતિપાદન

કરે છે; જેના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે, એમ માટી આદિના દ્રષ્ટાંતથી શ્રુતિ જણાવે છે; જે અનંત છે, આ જગતનું કારણ છે, મુમુક્ષુઓએ વિચારવા યોગ્ય છે; જેણે શરીરોમાં જીવરૂપે પ્રવેશ કરી તેમનું નિયંતાપણું ધારણ કર્યું છે, એમ વેદોમાં કહેલું છે; જે કર્મોનો ફળદાતા છે, અને જીવોનો પ્રેરણા કરનાર છે, તે બ્રહ્મ છે એમ નક્કી સમજવું. એ પ્રમાણે **તત્** અને **ત્વમ્** એ શબ્દોના અર્થ છે. હાવે એ શબ્દોની એકતા તે '**તત્વમસિ**' એ વાક્યનો અર્થ થાય છે. એ બે શબ્દોને કંઈ પરસ્પર સંબંધ નથી, કે વિશેષણ વિશેષભાવ નથી, પણ અખંડ એકરસ અભેદ છે. જે અંતરાત્મા પોતે પ્રકાશે છે, તેજ અદ્વયાનંદરૂપ છે, અને જે અદ્વયાનંદરૂપ છે, તેજ અંતરાત્મા છે. તેમાં કંઈ પણ ભેદ નથી. જ્યારે તે અને તું, જીવ

અને ઇશ્વર, અથવા જીવાત્મા અને પરમાત્મા, એમના અભેદનું જ્ઞાન થાય, ત્યારે જીવના સંસારીપણાની નિવૃત્તિ થાય છે, બ્રહ્મનું પરોક્ષપણું મટી જઇ અપરોક્ષ સાક્ષાત્કાર થાય છે, અને અંતરાત્મા પૂર્ણાનંદરૂપે સ્થિત થાય છે.

તત્ અને ત્વં એ શબ્દોવડે કહેલા ઉપાધિ રહિત બ્રહ્મ અને આત્માની એકતા 'તત્વમસિ' એ શ્રુતિ સારી રીતે પ્રતિપાદન કરે છે. તે બંનેના લક્ષ્યનું એકપણું છે, પણ પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળા વાચ્યનું નથી. જેમ સૂર્ય અને પતંગીયું, રાજા અને તેનો નોકર, સમુદ્ર અને કુવો, તથા મેરૂ અને પરમાણું એમનું એકપણું નથી, તેમ ઇશ્વર અને જીવના વાચ્યનું એકપણું નથી. એ બેનો વિરોધ ઉપાધિથી કલ્પાયલો છે, પણ એ ઉપાધિ કંઇ વાસ્તવિક નથી. ઇશ્વરની ઉપાધિ તે મહાતત્ત્વ-

દિનું કારણ માયા છે, અને જીવની ઉપાધિ તે માયાનું કાર્ય પંચકોશ છે. ઇશ્વરની અને જીવની એ બંને ઉપાધિ મિથ્યા છે. એમ ગણી તેનો ત્યાગ કરવામાં આવે તો ઇશ્વર નથી અને જીવ પણ નથી, માત્ર બ્રહ્મજ રહે છે. રાજાની ઉપાધિ રાજ્ય અને સિપાઇની ઉપાધિ તલવાર છે. તે બે લઈ લેવામાં આવે તો રાજા અને સિપાઈ એવો ભેદ રહેતો નથી, પણ બંને મનુષ્યજ રહે છે. 'નેતિ', 'નેતિ' ( એ નહિ એ નહિ ) એ શ્રુતિ પોતે બ્રહ્મમાં કલ્પાયલા માયા અને પંચકોશ એ બંનેનો નિષેધ કરે છે. શ્રુતિના પ્રમાણથી ગ્રહણ કરેલા જ્ઞાનવડે તે બેનો ત્યાગ કરવો જોઇએ. આ વસ્તુ સત્ય નથી, આ વસ્તુ સત્ય નથી, એમ દોરડીમાં જોયલા સર્પ તથા સ્વપ્નની પેઠે સર્વ દૃશ્ય કલ્પિત હોવાથી સત્ય નથી, એમ યુક્તિવડે સારી રીતે નક્કી કરવું.

પદોનો અર્થ જાણ્યા છતાં તેમનો પરસ્પર સંબંધ જાણ્યા વિના વાક્યના અર્થનું યથાર્થ જ્ઞાન થતું નથી. માટે તે સંબંધ પણ જાણવો જોઇએ. એ સંબંધ ત્રણ પ્રકારનો છે. **સામાનાધિકરણ્, વિશેષણ વિશેષ્યતા.** અને **લક્ષ્ય લક્ષકતા,** એ પ્રમાણે મહાવાક્યોના પદના અર્થનો આત્મા સાથે સંબંધ છે. ભિન્ન ભિન્ન અર્થના વાચક શબ્દોનું એક અર્થમાં રહેવું તે સામાનાધિકરણ્ય સંબંધ છે, એમ લક્ષણાવૃત્તિ પ્રતિપાદન કરનારા પુરૂષો કહે છે. જીવનું પ્રત્યક્ષપણું અને પરિચ્છિન્નપણું તથા ઇશ્વરનું પરોક્ષપણું અને પરિપૂર્ણપણું એ એકએકથી વિરૂદ્ધ ધર્મો છે, તે સાથે રહી શકે નહિ. માટે **ત્વંપદ** અને **તત્પદ**નો અર્થ કરવામાં લક્ષણાનો ઉપયોગ કરવો જોઇએ.

---

## લક્ષણા.

શબ્દના બે અર્થ થાય છે, વાચ્યાર્થ અથવા મુખ્યાર્થ અને લક્ષ્યાર્થ. વાચ્યાર્થ એટલે ઉપરથી દેખાતો અર્થ અને લક્ષ્યાર્થ એટલે ગર્ભિત અર્થ. શબ્દની એ શકિતવૃત્તિ અને લક્ષણાવૃત્તિ કહેવાય છે. વાચ્યાર્થનું ગ્રહણ કરવામાં પ્રત્યક્ષાદિ પ્રમાણનો વિરોધ દેખાય તો વાચ્યાર્થ સાથે સંબંધ રાખતો બીજો યોગ્ય અર્થ લાગુ પાડવો તે **લક્ષણા** કહેવાય છે. એ લક્ષણા ત્રણ પ્રકારની છે, **જહદ્લક્ષણા**, **અજહદ્લક્ષણા** અને **જહદ્અજહદ** અથવા **ભાગત્યાગ** લક્ષણા.

સંપૂર્ણ વાચ્યાર્થનો ત્યાગ કરી તેની સાથે સંબંધ રાખતો બીજો અર્થ લેવો તે જહત લક્ષણા કહેવાય છે; જેમકે ગંગા નદી ઉપર ઘર છે. એ વાક્યમાં ગંગા નદીનો પ્રવાહ

સમજવાનો નથી, પણ ગંગાનો કિનારો એવો અર્થ લેવાનો છે. તત્પદ અને ત્વંપદનો અર્થ કરવામાં એ જહતલક્ષણા ગ્રહણ કરવા યોગ્ય નથી. વાચ્ય અર્થનો ત્યાગ નહિ કરતાં તે સાથે સંબંધ રાખતો બીજો અર્થ લેવો તે અજહત લક્ષણા કહેવાય છે; જેમકે રાતો દોડે છે. એ વાકયનો પુરો અર્થ સમજાતો નથી, તેથી રાતો ઘોડો એવો અર્થ લેવો જોઇએ. એ લક્ષણા પણ 'તત્વમસિ' એ વાકયનો અર્થ કરવામાં લાગુ પડતી નથી. વાચ્યાર્થના વિરોધી એક ભાગનો ત્યાગ કરી અવિરોધી એક ભાગનું ગ્રહણ કરવાથી ખરો અર્થ જે બતાવે તે જહદજહત અથવા ભાગત્યાગ લક્ષણા છે; જેમકે તે આ બ્રાહ્મણ છે. એ વાકયમાં તે અને આ વિરૂદ્ધ અર્થ બતાવે છે તેમનો ત્યાગ કરી બ્રાહ્મણ શરીરજ ગ્રહણ કરવાથી બંને

શબ્દના અર્થનું એકપણું સમજાય છે. તેજ પ્રમાણે 'તત્વમસિ' ( તે તું છે ) એ વાક્યમાં જીવ અને ઇશ્વરના વિરૂદ્ધ ધર્મોનો ત્યાગ કરી ચૈતન્ય માત્ર લક્ષમાં રાખી ઇશ્વર તથા જીવના અભેદનો અનુભવ વિવેકીઓએ કરવો. તું એ શબ્દનો વાચ્યાર્થ અંતઃકરણની ઉપાધિ વાળુ ચૈતન્ય જે હું એ શબ્દના અને જ્ઞાનના વિષયપણા વડે જણાય છે, એટલે જે જીવ તે છે; અને તે એ શબ્દનો વાચ્યાર્થ માયાની ઉપાધિવાળું ચૈતન્ય જે જગતનું કારણ છે, સર્વજ્ઞપણાદિ લક્ષણવાળું છે, પરોક્ષપણાથી યુક્ત છે, અને સત્ય, જ્ઞાન, તથા આનંદરૂપ છે, એટલે જે ઇશ્વર તે છે. એ પ્રમાણે અર્થ કરવામાં પ્રત્યક્ષપણું અને પરોક્ષપણું, તથા ભેદ અને પુર્ણતા આદિ જે વિરૂદ્ધ ધર્મો છે તેમનો ત્યાગ કરવો અને લક્ષણાવૃત્તિ ગ્રહણ કરવી. એ

પ્રમાણે સેંકડો મહાવાક્યો બ્રહ્મ અને આત્માનો અભેદ અને અખંડભાવ જણાવે છે. એમ હોવાથી હું ચેતન્ય સ્વરૂપ છું, એમ જે પુરૂષ સાક્ષાત્કાર કરે છે, તે શોક રહિત થાય છે, અને તેને બ્રહ્મ સ્વરૂપ પ્રાપ્ત થાય છે, એમ ઉપનિષદો જણાવે છે. એ પ્રમાણે વેદના મહા વાક્યોના અર્થનું જ્ઞાન થવાથી લાભ થાય છે.

---

## વેદ વચનોનું પ્રમાણપણું.

એ સંબંધમાં કોઇને શંકા થાય કે વેદના વિધિ વાક્યોજ પ્રવૃત્તિ કરાવનારાં છે, એમ લોક વ્યવહારમાં અને વેદમાં જોવામાં આવે છે, પણ તત્વમસિ આદિ મહાવાક્યો જે નિત્ય સિદ્ધ બ્રહ્મનોજ બોધ કરે છે તે પ્રવર્તક અને પ્રમાણ ભૂત ગણી શકાય નહિ. તેનું સમાધાન એ છે કે વિધિ વાક્યોજ પ્રવૃત્તિ કરાવે છે એવો કંઇ

નિયમ નથી, પણ ઇચ્છિત વસ્તુનું જ્ઞાન પણ પ્રવૃત્તિ કરાવે છે. એ સંબંધમાં બીજી એક અગત્યની વાત એ છે કે વેદના વચનોનો અર્થ કરવામાં જેમ સંબંધ તથા લક્ષણા સમજવાની જરૂર છે, તેમ સદ્ગુરૂની સહાયતા પણ આવશ્યક છે. આત્મા નિરંતર પ્રકાશ માન છે, છતાં પણ તેનો સાક્ષાત્કાર ગુરૂ કૃપા રહિત પુરૂષો એખલા અખંડ અર્થનું પ્રતિપાદન કરનારાં શ્રુતિ વચનો વડે કરી શકતા નથી. જેઓ કામ્ય અને નિષિદ્ધ કર્મોથી રહિત છે, અને જેઓ વિહિત કર્મોના અનુષ્ઠાનથી નિર્મળ અંતઃકરણ વાળા થયા છે, તેઓ પોતાની મેળેજ આત્મ સાક્ષાત્કાર કરશે, તેમને ગુરૂનું શું પ્રયોજન છે? એમ કહેવું યોગ્ય નથી; કેમકે વેદમાં કહ્યું છે કે ગુરૂ વડેજ જ્ઞાન થઇ શકે છે. દયાળુ ગુરૂ વિના એકલા કર્મથી જ્ઞાન થઇ શકતું નથી.

વેદ અનાદિ હોય કે ઇશ્વર પ્રેરિત હોય તોપણ એ સંબંધમાં વેદનું પ્રમાણ શ્રેષ્ઠ છે. આત્મજ્ઞાન પોતાની મેળે કે બીજાના પ્રમાણોથી થઇ શકતું નથી. તેમ વેદને બીજા પ્રમાણની જરૂર નથી. પણ બીજા પ્રમાણો શ્રુતિ વાક્યની અપેક્ષા પોતાની સિદ્ધિ માટે રાખે છે. બ્રહ્મ આદિ પદાર્થો જે ઇંદ્રિયોવડે ગમ્ય નથી તેનું જ્ઞાન થવામાં વેદ વાક્યોજ પ્રમાણ રૂપ છે. પ્રમાણોને પ્રકાશનારા જ્ઞાનને જેઓ પ્રમાણ વડે જાણવાને ઇચ્છે, તેઓ લાકડા વડે અગ્નિને બાળવાની ઇચ્છા કરે તેના જેવા અજ્ઞાની છે એમ જાણવું. વેદ અનાદિ છે, અને સ્વયંપ્રકાશ ઇશ્વરથી પ્રકટ થયાછે, તે હકીકત ધ્યાનમાં દઇને પંડિતોએ વેદને પ્રમાણભૂત માન્યા છે. જેમ રૂપ જોવામાં આંખ વિના બીજું સાધન નથી, તેમ નહિ જાણેલા આત્મા

અથવા સ્વર્ગનું જ્ઞાન વેદ વિના થાય એમ નથી. વેદથીજ તેનું જ્ઞાન થઇ શકે છે. વેદમાં નક્કી કરેલા અર્થને કોઇ પોતે રચેલા શાસ્ત્રમાં પ્રતિપાદન કરે છે, તે અનુવાદ માત્ર છે, તે કંઈ પ્રમાણમાં ગણાતો નથી.

વેદમાં ત્રણ ભાગ છે, એક કર્મકાંડ અને બીજો ઉપાસના કાંડ. તે દ્વૈત એટલે ભેદ પ્રતિપાદન કરે છે. ત્રીજો ભાગ ઉપનિષદ અથવા જ્ઞાન કાંડ છે. તે પ્રસિદ્ધ અદ્વૈત વસ્તુ એટલે બ્રહ્મનુંજ પ્રતિપાદન કરે છે. એ અદ્વૈતજ સત્ય છે, અને તેમાં મિથ્યા દ્વૈત કલ્પેલું છે. જેમ છીપમાં રૂપું તથા સૂર્યનાતાપમાં મિથ્યા જળની પ્રતીતિ થાય છે, તેમ અદ્વૈત બ્રહ્મમાં મિથ્યા દ્વૈત એટલે જગતની કલ્પના થાય છે. મિથ્યા દ્વૈતમાં અદ્વૈતની કલ્પના છે એમ કહેવું યોગ્ય નથી, કેમકે સત્યમાં અસત્યની કલ્પના થઈ શકે; પણ

અસત્યમાં સત્યની કલ્પના થઇ શકેજ નહિ. દ્વૈત અને અદ્વૈતથી વિલક્ષણ કોઇ બીજા પદાર્થમાં તે બન્નેનો અધ્યાસ માનવો, તે પણ યોગ્ય નથી; કેમકે તેવો બીજો કોઈ પદાર્થ નથી. તેમ શૂન્યમાં પણ કોઇ વસ્તુનો આરોપ થઇ શકતો નથી. એ કારણથી અદ્વૈતની સત્યતા ગ્રહણ કરવી જોઇએ. પ્રત્યક્ષાદિ પ્રમાણોથી જે જાણી શકાતું નથી, તેવા અદ્વૈત બ્રહ્મનું પ્રતિપાદન શ્રુતિજ કરે છે. દ્વૈતનું પ્રતિપાદન કરવાની જરૂર વેદને નથી, કેમકે દ્વૈત તો અજ્ઞાનીઓની દૃષ્ટિમાં પોતાની મેળેજ પ્રસિદ્ધ છે. અદ્વૈત બ્રહ્મ સદા સુખરૂપ છે અને દ્વૈત સદા અસત્ય દુઃખરૂપ છે. સર્વને સુખની ઇચ્છા હોય છે. દુઃખનું કોઇને પ્રયોજન હોતું નથી. જેને પ્રતિપાદન કરવાનું પ્રયોજન હોય તેનુંજ વેદ પ્રતિપાદન કરે છે.

કેટલાક અજ્ઞાનીઓ એમ કહે છે કે જે અદ્વૈત અને આનંદરૂપ બ્રહ્મનું પ્રતિપાદન થયલું છે, તેજ બ્રહ્મનું સ્વાભાવિક સ્વરૂપ તે જીવપણું છે, જીવપણું કંઈ કલ્પિત નથી. એ વાત માન્ય થઇ શકે એમ નથી. નિર્મળ જ્ઞાન સ્વરૂપ બ્રહ્મનું જીવપણું એ સ્વાભાવિક ધર્મ હોય તો અગ્નિની ઉષ્ણતા અને પ્રકાશનીપેઠે તેનો નાશ કે નિવૃત્તિ કદી થઇ શકે નહિ. પણ જીવપણાની નિવૃત્તિ અદ્વૈત જ્ઞાનથી થઇ શકે છે, તેથી તે સ્વાભાવિક ધર્મ નથી, પણ કલ્પિતજ છે. કેટલાક એમ માને છે કે જેમ કોઇ રસાયન ક્રિયાથી લોઢું સોના જેવું થાય છે, તેમ ઉપાસનાદિ સાધનથી જીવ બ્રહ્મરૂપ થાય છે. એ માન્યતા પણ યોગ્ય નથી. રસાયન ક્રિયાથી ચડાવેલા રસની શક્તિ લાંબે કાળે નાશ પામે છે, ત્યારે લોઢા ઉપર ચડાવેલા

સોનાનો રંગ પણ ઉડી જાય છે. તેજ પ્રમાણે નાના પ્રકારના સુખ દુઃખથી યુકત જીવભાવ પણ ઉપાસનાદિ સાધનથી ગયલા જેવો જણાય છે, પણ ખરેખરો નાશ પામતો નથી. તેથી જો જીવ સ્વભાવથી જીવ હોય તો તે સદા જીવજ રહે. તેનો જીવભાવ કદી પણ મટે નહિ, તેમજ જો તે પરમાત્મા હોય તો તે સદા પરમાત્માજ રહે. વાસ્તવિક તો એ છે કે જીવ પરમાત્માજ છે. ઉપાધિથી તેમાં જીવભાવ પ્રાપ્ત થયો છે. તે ઉપાધિ નાશ થાય એટલે તે પરમાત્મા સ્વરૂપેજ રહે છે. જો જીવ સાધનના બળથી પરમાત્માના સમાનરૂપવાળો થતો હોય તો તેનું તે રૂપ કેટલેક કાળે તે બળ નાશ થાય ત્યારે નાશ પામે છે. એમ સર્વ વિદ્વાનોએ નક્કી કરેલું છે. માટે પોતાના મ્હોટા અજ્ઞાનને તથા મોહરૂપ સંસારને આત્મજ્ઞાનવડે દૂર કર્યાથી

પૂર્ણ બ્રહ્મજ અવશેષ રહે છે. બીજું કંઇ રહેતું નથી. પરમાત્મા સત્યરૂપ, જ્ઞાનરૂપ, આનંદરૂપ, જ્ઞેયરૂપ, અને અદ્વૈત છે, એમ સર્વ શ્રુતિઓ તથા સ્મૃતિઓ પ્રતિપાદન કરે છે. બીજાં સર્વ અવાંતર વાક્યો જીવ બ્રહ્મની એકતાનો બોધ કરનારા તત્વમસિ આદિ વેદના સર્વ મહાવાક્યોના અંગભૂત છે, એમ વેદ તથા સૂત્રકારો કહે છે.

એ સંબંધમાં પ્રશ્ન ઉઠે છે, કે જેમ સૂર્યોદય થવાથી અંધારૂં નાશ પામે છે, તેમ જે ભેદરહિત જ્ઞાનનો ઉદય થવાથી કર્તાપણું, ભોક્તાપણું ઇત્યાદિ અજ્ઞાનના કાર્યોનો નાશ થાય છે, તે જ્ઞાન તત્વમસ્યાદિ મહાવાક્યોથી ઉત્પન્ન થવાનો સંભવ નથી, માટે કર્મના અંગભૂત જ્ઞાન હોવું જોઇએ. એનો ખુલાસો આ છે કે કર્મના પ્રકરણમાં રહેલું જ્ઞાન કર્મના અંગભૂત

છે, એમ મિમાંસક પંડિતો પ્રતિપાદન કરે છે. પણ વેદમાં કર્મ અને જ્ઞાનનાં પ્રકરણ ભિન્ન ભિન્ન છે. તેથી ભિન્ન પ્રકરણમા રહેલું જ્ઞાન કર્મનું અંગભૂત થઈ શકતું નથી. વેદના બે કાંડ છે. એક કર્મકાંડ અને બીજો જ્ઞાનકાંડ. એ બંને કાંડના વિષય તથા અધિકારી ભિન્ન ભિન્ન છે. એમ હોવાથી જ્ઞાન તથા કર્મનો પરસ્પર અંગાંગીભાવ છે, એમ કહેવું યોગ્ય નથી. કર્મ પ્રકરણમાં જ્ઞાન સંભવે નહિ, અને જ્ઞાન પ્રકરણમાં કર્મ સંભવે નહિ. સૂર્ય અને અંધકારની પેઠે કર્મ તથા જ્ઞાન વિરૂદ્ધ ધર્મોવાળા હોવાથી એકત્ર સાથે રહી શકે નહિ. એ કારણથી જેમ ઘોર અંધકારને દૂર કરવામાં સૂર્યને બીજા કોઈની સહાયતા જોઇતી નથી. તેમ અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં જ્ઞાનને કર્મ અથવા ઉપાસનાની સહાયતાની અપેક્ષા નથી.

એ નિર્મળ જ્ઞાન તેજ વિશ્વના સાક્ષી પરમાત્મા છે. તેને કલ્પિત કર્તૃત્વ, ભોક્તૃત્વ આદિ ધર્મો સાથે સંબંધ થઈ શકતો નથી. તે સદા સચ્ચિદાનંદરૂપેજ રહે છે. દોરડીમાં કલ્પેલા સર્પ આદિનો જેવો સંબંધ દોરડી સાથે છે, તેવો સંબંધ એ સાક્ષીનો સર્વ દૃશ્ય સાથે છે.

શ્રુતિ પણ એમજ કહે છે કે આત્મા નિરંતર અસંગ છે. તેને કર્તાપણું અને કર્મ નથી. તે સર્વને જાણે છે. કેટલાક કહે છે કે કર્તાપણું અને ભોક્તાપણું આદિ સર્વ ધર્મો આત્મામાં માયાશક્તિને લીધે પ્રતીત થાય છે. એ પણ તેમની ભ્રાંતિ છે, કેમકે બ્રહ્મથી ભિન્ન બીજું કંઇ પણ નથી. કારણનું જ્ઞાન થવાથી તેના સર્વ કાર્યનું જ્ઞાન થઇ જાય છે એવો નિયમ છે. જેમ કારણરૂપ માટીનું જ્ઞાન થવાથી તેના કાર્ય ઘડા આદિનું જ્ઞાન થઇ જાય છે, તેમ બ્રહ્મનું

જ્ઞાન થવાથી સંપૂર્ણ જગતનું જ્ઞાન થાય છે. સર્વ ધર્મરહિત, અત્યંત શુદ્ધ, ચિદ્રૂપ એક બ્રહ્મજ આ સર્વ જગતનું કારણ છે. તે સત્ય, ભેદરહિત, અને માયાની ઉપાધિવાળા બ્રહ્મથીજ આ સંપૂર્ણ જગત ઉત્પન્ન થયું છે.

કેટલાક વાદીઓ એમ કહે છે કે જગતનું કારણ અસત છે, પણ તે યોગ્ય નથી. અસત્ કારણ થઇ શકેજ નહિ. બીજ હોય તોજ તેમાં અંકુર ઉત્પન્ન કરવાની શક્તિ જોવામાં આવે. વાંઝણીનો પુત્ર પ્રજા ઉત્પન્ન કરી શકે, અને ઝાંઝવાના જળથી તરસ મટી શકે, તો જગતનું કારણ અસત્ થઇ શકે. શાસ્ત્ર અને યુક્તિવડે પણ એ અસત વાદ સંભવતો નથી. તેથી સમગ્ર જગતનું કારણ સત્યસ્વરૂપ બ્રહ્મજ છે. એમ કહેવાથી અદ્વૈતની હાની થાય છે એમ પણ નથી. જગતરૂપે, ગુરૂશિષ્યના આકારરૂપે,

તથા બ્રહ્માદિ દેવતા સ્વરૂપે વિવર્ત પેઠે જે પ્રતીત થાય છે, તે સર્વથી શ્રેષ્ઠ બ્રહ્મતત્વજ છે. જગત સત્ય છે એવું જ્ઞાન અપક્વચિત્તવાળા અજ્ઞાનીઓનેજ થાય છે, અને તેથીજ તેમને જન્મ મરણરૂપ સંસારનો ફેરો મટતો નથી. આ જગત અસત છે એમજ ઉપનિષદો પ્રતિપાદન કરે છે.

પૂર્વ જન્મોના પુણ્યોવડે જેમના અંતઃકરણ પરિપક્વ થયા છે, એવા શ્રેષ્ઠ અધિકારીઓને ઉપનિષદ આ પ્રમાણે બોધ કરે છે, કે આ સર્વ જગત બ્રહ્મજ છે; છતાં જેમ સોનાને નહિ જાણનાર બાળકોને સોનાના ઘરેણામાં સોનાનું જ્ઞાન થતું નથી, પણ ઘરેણાં છે એટલુંજ તેઓ સમજે છે, તેમ બ્રહ્મજ્ઞાન રહિત અવિવેકી પુરૂષોને આ જગત બ્રહ્મરૂપ છે, એવું જ્ઞાન થતું નથી. હું છું, હું જાણું છું, એવા

અનુભવવડે જે બ્રહ્મ પ્રસિદ્ધ છે, તે કોને પરોક્ષ હોય? તોપણ વિચારહીન અજ્ઞાની મનુષ્યો બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકતા નથી. હું અને આ એવી બે પ્રકારની બુદ્ધિવડે લોકોનો વ્યવહાર નિરંતર ચાલે છે. હું એવી બુદ્ધિ અંતરાત્માને વિષય કરે છે, અને આ એવી બુદ્ધિ શરીર, ઇંદ્રિયો આદિ બાહ્ય પદાર્થોને વિષય કરે છે. તે બેનો એક બીજામાં આરોપ કરીને લોકો વ્યવહાર કરે છે. શરીર, ઇંદ્રિય આદિ હું છું, એવી બુદ્ધિ થાય તો તે અધ્યાસ અથવા મ્હોટી ભ્રાંતિ છે એમ જાણવું. હુંનો વાસ્તવિક અર્થ સર્વના સાક્ષી પરમાત્મા એવોજ થાય છે. એ અહંકાર જડ છે તોપણ તે ચેતનના સંબંધથી ચેતન જેવોજ જણાય છે. તેથી સર્વ શરીરોમાં હું હું એવું જે સ્પષ્ટ ઉપાધિ રહિત શુદ્ધ જ્ઞાન થાય છે, તેનો મુખ્ય

અર્થ બ્રહ્મજ છે, પણ ભ્રાંતિવડે અહંકાર થાય છે. જેમ અગ્નિના સંગથી લોઢામાં બાળવાનો ધર્મ પ્રતીત થાય છે, તેમ ચેતનના સંગથી અહંકારમાં કર્તાપણાનો અને ભોક્તાપણાનો ધર્મ પ્રતીત થાય છે. એ પ્રમાણે હુંનો અર્થ દેહ, ઇંદ્રિય આદિથી ભિન્ન, નિર્મળ, અતુલ, અને અદ્વૈત બ્રહ્મ છે, એમ જાણીને તેનાથી ભિન્ન કોઇ પણ વસ્તુનું ચિંતન કરવું નહિ.

ઉપનિષદોમાં કર્મ, જ્ઞાન, દ્વૈત અદ્વૈત આદિ સંબંધી ભિન્ન ભિન્ન વચનો છે. તેનો હેતુ એ છે કે જેમ એક બાળક રડતું હોય, તેને શાંત કરવા માટે તેની મા તેની પાસે ખજુર, કોપરૂં. કેરી, દરાખ, કેળું, શેરડી અને રમકડાં આદિ મુકે છે અને ઇચ્છે છે, કે તેમાંની કોઈ પણ વસ્તુથી લલચાઇ બાળક રડતું રહેશે અને

રાજી થશે; તેમ ઘણા જન્મોમાં ઉપજેલા અજ્ઞાનના સંસ્કારના યોગથી થયલા અત્યંત મૂઢ ચિત્તને શાંતિ આપવા સારૂ ઉપનિષત્ આત્મજ્ઞાનના અનેક સાધનોવડે ભિન્ન ભિન્ન અધિકારી ને ઉપયોગી થાય એવાં ભિન્ન ભિન્ન વચનોથી ઉપદેશ કરે છે. પણ તેમાં ઉદ્દેશ એટલો છે કે તેમાનાં કોઇ પણ વચનોથી મનુષ્યોને શાંતિ મળે અને આત્મજ્ઞાન થાય. એ કારણથી ઉપનિષદોના વચનમાં વિરૂદ્ધતા સમજવી નહિ.

---

### બ્રહ્મ અને જગતનો ભેદ.

જેમ શરીરમાં અવયવોના ભેદથી સુખ દુઃખે નું અનેકપણું છે, તેમ આ જગતમાં અંતઃકરણરૂપ ઉપાધિના ભેદથી આત્માના અનુભવનું વિચિત્રપણું છે. આ જગત શું છે! એનું રૂપ શું છે? એ કેવી રીત ઉત્પન્ન થયું?

એનું કારણ શું છે? એ સંબંધી બુદ્ધિમાન પુરૂષે કદી પણ વિચાર કરવો નહિ, પરંતુ સર્વ માયા છે એવોજ વિચાર કરવો. લાકડાના બનાવેલા હાથીમાં બાલકને કેવળ હાથીનું રૂપજ દેખાય છે, અને લાકડું નિરોધાન થાય છે, એટલે તે જણાતું નથી, પણ મ્હોટી વયના મનુષ્યને હાથી નિરોધાન થઇ લાકડુંજ ભાસે છે. તેમ અજ્ઞાની જનને જગતમાં પરમાત્માનો નિરોધાન થાય છે, તેથી તેને સર્વ જગતરૂપ ભાસે છે, અને જ્ઞાનીને પરમાત્મામાં જગત નિરોધાન પામે છે, તેથી તેને સર્વત્ર પરમાત્માજ ભાસે છે. આત્માંરૂપી મ્હોટા વસ્ત્રમાં વિવિધ જગતનું ચિત્ર આત્માએ ચિત્ર્યું છે તેને જોઇને પરમાત્મા પોતેજ આનંદ માને છે.

જેમ દોરડીના અજ્ઞાનથી દોરડી સાપણરૂપે ક્ષણમાત્રજ ભાસે છે, તેમ શુદ્ધ બ્રહ્મના અજ્ઞાનથી

બ્રહ્મ જગતરૂપે પ્રતીત થાય છે. જગતનું ઉપાદાન કારણ બ્રહ્મથી ભિન્ન બીજું નથી. તેથી આ સર્વ જગત બ્રહ્મરૂપજ છે. 'આ સર્વ બ્રહ્મ છે' એવું શ્રુતિવચન છે, તેથી જગત અને બ્રહ્મના ભેદનો અવસરજ ક્યાં રહે? વળી શ્રુતિનું બીજું વચન છે કે બ્રહ્મમાં કંઇ પણ નાનાપણું-ભેદ નથી,' તેથી એવા અદ્વિતિય બ્રહ્મમાં અન્યનો ભાસ કેવી રીતે હોઈ શકે? માયાથી ઠગાયલો જે મનુષ્ય બ્રહ્મમાં ભેદ જુએ છે તે જન્મમરણની પરંપરાને પામે છે, એમ શ્રુતિએ ભેદ જ્ઞાનમાં દોષ પણ જણાવ્યો છે. એમ હોવાથી સર્વ પ્રાણી પદાર્થો બ્રહ્મમાંથીજ ઉત્પન્ન થાય છે, અને તે સર્વ બ્રહ્મજ છે, એમ નિશ્ચય માનવું. સર્વે નામો, વિવિધરૂપો અને સમગ્ર કર્મો બ્રહ્મજ ધારણ કરે છે એમ શ્રુતિ કહે છે. જેમ સોનામાંથી

થયલાં ઘરેણાંમાં સોનુંજ છે, તેમ બ્રહ્મમાંથી ઉપજેલું જગત બ્રહ્મરૂપજ છે.

જે મૂઢ મનુષ્ય જીવાત્મા અને પરમાત્મામાં કિંચિત પણ ભેદ માને છે, તેને જન્મ-મરણને ભય રહે છે એમ શ્રુતિ કહે છે. અજ્ઞાન અવસ્થામાં બ્રહ્મમા દ્વૈતની પ્રતીતિ થાય છે, અને જ્ઞાન થયે સર્વત્ર અદ્વૈત બ્રહ્મને અનુભવ થાય છે. જ્યારે સર્વ પ્રાણી પદાર્થોમાં બ્રહ્મની પ્રતીતિ થાય ત્યારે તે જ્ઞાનીને શોક અને મોહ એટલે ભ્રમ થતો નથી. સર્વના આત્મારૂપે રહેલો આ આત્મા બ્રહ્મજ છે, એમ બૃહદારણ્યક શ્રુતિમાં નક્કીપણે કહેલું છે.

જેમ સ્વપ્નમાં દેખાતું જગત જાગ્યા પછી મિથ્યા થાય છે, તેમ આ જગતને અનુભવ થાય છે અને તેમાં સર્વ વ્યવહાર થાય છે, તો પણ જ્ઞાન થાય કે તરત તેનો નાશ થઇને તે

મિથ્યા છે એમ લાગે છે. જાગ્રતમાં સ્વપ્ન રહેતું નથી, સ્વપ્નમાં જાગ્રત હોતું નથી, પણ સુષુપ્તિમાં એ બંને રહેતાં નથી. અને જાગ્રત તથા સ્વપ્ન એ બંનેમાં સુષુપ્તિ હોતી નથી. એ ત્રણે અવસ્થા ત્રણ ગુણોમાંથી ઉપજેલી મિથ્યા છે. તેમનો સાક્ષી ગુણોથી રહિત, નિત્ય, એક, અને ચૈતન્યરૂપ છે.

જેમ માટી જાણ્યા પછી તેમાં ઘડાની ભ્રાંતિ રહેતી નથી અને છીપ જાણ્યા પછી તેમાં રૂપાની ભ્રાંતિ રહેતી નથી, તેમ બ્રહ્મને જાણનાર જ્ઞાની તેમાં જીવપણું જોતો નથી. જેમ માટીમાં ઘડો, સોનામાં કુંડળ અને છીપમાં રૂપું એવું નામ રહે છે, તેમ પરબ્રહ્મમાં જીવ એવું નામ માત્ર છે. વાસ્તવિક ભેદ જીવ-બ્રહ્મમાં નથી.

જેમ આકાશમાં આસમાની રંગ રેતીના રણમાં મૃગજળ, ઝાડના ઠુંઠામાં પુરૂષ મિથ્યા

ભાસે છે, તેમ ચેતનરૂપ આત્મામાં જગત ભાસે છે. જેમ ઉજ્જડ સ્થાનમાં ભૂતની, આકાશમાં ગંધર્વનગરની, અને બે ચંદ્રની કલ્પના થાય છે, તેમ બ્રહ્મમાં જગતની સ્થિતિ જણાય છે. જેમ જળમાં મોજાં અને લેહેરોરૂપે જળજ ભાસે છે અને ત્રાંબું વાસણરૂપે ભાસે છે, તેમ આત્મ-પણું બ્રહ્માંડરૂપે ભાસે છે. જેમ ઘડાના નામવડે પૃથ્વી, અને કપડાના નામવડે તંતુઓ ભાસે છે, તેમ જગનના નામવડે ચૈતન્યજ ભાસે છે.

મનુષ્યો સર્વ વ્યવહાર બ્રહ્મની સત્તા સ્ફુર્તિવડેજ કરે છે. પણ જેમ માટીનું કાર્ય ઘડો માટીજ છે, તેમ તેઓ અજ્ઞાનથી તેને જાણતા નથી. જેમ ઘડાનું કારણ માટી છે અને ઘડો તેનું કાર્ય છે, તેમ બ્રહ્મ કારણ છે અને જગત તેનું મિથ્યા કાર્ય છે, એમ શ્રુતિ અને યુક્તિવડે નક્કી થયલું છે. જેમ ઘડો સમજાયો કે તેનું કારણ

માટી પોતાની મેળેજ સમજાય છે, તેમ જગતનું દર્શન થયું કે તરત તેનું કારણ સ્વયંપ્રકાશ બ્રહ્મ પ્રકાશે છે.

જેમ જ્ઞાની દોરડીને દોરડીરૂપેજ દેખે છે, પણ અજ્ઞાની તેને સર્પ જાણે છે. તેમ જ્ઞાની આત્માને સદા જગતરૂપી મદથી રહિત શુદ્ધ જાણે છે. પણ અજ્ઞાની તેને અશુદ્ધ એટલે જગતરૂપેજ જુએ છે. જેમ ઘડો માટીરૂપજ છે, તેમ શરીર પણ ચૈતન્યરૂપ છે, છતાં જડ ચેતનનો ભેદ જ્ઞાનીઓ કરે છે તે અજ્ઞાનીને સમજાવવા માટેજ છે. જેમ અજ્ઞાની મનુષ્ય દોરડીને સર્પ, છીપને રૂપું, માટીને ઘડો, તંતુઓને વસ્ત્ર, સોનાને કુંડળ, જગને [illegible], ઝાડના ઠુંઠાને પુરૂષ, સૂર્યના કિરણોને જળ, લાકડાંને ઘર, લોઢાને તલવાર માને છે, તેમ તે આત્માને દેહરૂપે માને છે.

જગત મિથ્યા છતાં સત્ય, વ્યવહારિક, અને પ્રાતિભાસિક એમ ત્રણ પ્રકારે જણાય છે. શ્રવણ, મનન આદિ સાધનથી તેની સત્યતા દૂર થાય છે. બ્રહ્મજ્ઞાન અથવા બ્રહ્માનુભવ થાય ત્યારે વ્યવહારિકપણું મટી જાય છે, અને પ્રાતિભાસિકપણું પ્રારબ્ધ ક્ષય થાય અને શરીર પડે ત્યારે મટે છે. જેમ જાગવાથી સ્વપ્ન રહેતું નથી, તેમ જ્ઞાન થયા પછી દેહાદિના મિથ્યાપણાથી પ્રારબ્ધ પણ નહિ જેવુંજ થઇ જાય છે. જ્ઞાનીને જન્મ મરણ મટી જાય છે, તેથી ભોગવવાનું જે પ્રારબ્ધ તે પણ તેનું રહેતું નથી. જ્યાં જન્મનોજ અભાવ છે, ત્યાં પ્રારબ્ધ ક્યાંથી હોય ? માટીના વાસણનું ઉપાદાન કારણ માટી છે. તેમ જગતનું ઉપાદાન કારણ અજ્ઞાન છે. તે અજ્ઞાન આત્મજ્ઞાન થવાથી નાશ પામે છે, એટલે જગતપણું ક્યાં રહે ?

મૂઢ મનુષ્ય ભ્રાંતિથી દોરડીને સર્પ માને છે, તેમ તે સત્ય બ્રહ્મને છોડી જગતને સત્ય માને છે. દોરડીનું ખરૂં સ્વરૂપ જાણ્યાથી સર્પ રહેતો નથી, તેમ જગતનું આધિષ્ઠાન જે બ્રહ્મ તેનું જ્ઞાન થયાથી જગત શૂન્યરૂપ એટલે મિથ્યા થઇ જાય છે અને સર્વ કર્મો નાશ પામે છે.

નિયમ એવો છે કે કારણના ગુણ કાર્યમાં આવે છે અથવા કાર્યમાં કારણપણું રહે છે. પણ કારણમાં કાર્યપણું નથી. તેથી વિચાર કર્યાથી કાર્યના અભાવમાં કારણપણું જતું રહે છે. જેમકે માટી એ કારણ છે, અને ઘડો તેનું કાર્ય છે. ઘડારૂપી કાર્યમાં માટીરૂપ કારણ રહેલું છે. પણ માટીરૂપ કારણમાં ઘડારૂપી કાર્ય રહેલું નથી. એ પ્રમાણે કાર્ય કારણનો વિચાર કરતાં છેવટે. વાણીને અગોચર પવિત્ર વસ્તુ જે સર્વનું અધિષ્ઠાન બ્રહ્મ તેજ રહે છે.

માટી અને ઘડાના દષ્ટાંતથી વારંવાર વિચાર કરી કાર્ય કારણભાવની નિવૃત્તિ કરવી એટલે સત્ય વસ્તુ શેષ રહેશે.

પ્રથમ કાર્યને અંતઃકરણમાંથી દૂર કરી કારણનો વિચાર કરવો. પછી ફરી કાર્યમાં કારણ નિત્ય રહેલું છે એમ વિચારવું, અને કાર્યનો મનમાથી ત્યાગ કરવો, એટલે કારણપણું એની મેળેજ જતું રહેશે. એ પ્રકારે વિચાર કર્યાથી શુદ્ધ ચિત્તવાળા પુરૂષને બ્રહ્માકારવૃત્તિનું જ્ઞાન થશે અને બ્રહ્મરૂપ વૃત્તિ સ્થિર થઇ પોતે સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ છે એમ નિશ્ચય થશે. જેમ કીડો ભમરીના ધ્યાનથી ભમરી થઈ જાય છે, તેમ જે પુરૂષ દૃઢ નિશ્ચયથી તીવ્ર વેગવડે જેનું ધ્યાન કરે તે રૂપ તે ઝટ થઈ જાય છે એમ જાણવું. તેથી વિવેકી પુરૂષે નિત્ય સ્થિરવૃત્તિવડે એમ ચિંતન કરવું કે આ

સર્વ જગત ચૈતન્યરૂપ મારૂં સ્વરૂપ છે, એમ સર્વાત્મભાવના કરવી, આ દૃશ્ય જગતને અદૃશ્ય અધિષ્ટાન ભાવને પહોંચાડી બ્રહ્માકારે ચિંતન કર્યાથી જ્ઞાની ચિદાનંદથી પૂર્ણ બુદ્ધિવડે નિત્ય સુખમાં રહે છે.

દોરડીમાં સર્પની પેઠે જે જેમાં બ્રાંતિથી કલ્પાયલું હોય તેનો વિવેક થતાં બ્રાંતિ મટી જઈ સત્ય વસ્તુજ પ્રતીત થાય છે. તેનાથી ભિન્ન કંઇ પ્રતીતિ થતી નથી. તેમજ આત્મામાં કલ્પાયલું જગત બ્રાંતિ મટી જવાથી આત્મા સ્વરૂપજ જણાય છે. આત્મા બ્રહ્મા છે, આત્મા વિષ્ણુ છે, આત્મા ઇંદ્ર છે, આત્મા શિવ છે, અને આત્માજ આ સર્વ જગત છે. આત્માથી ભિન્ન કંઇ પણ નથી, એમ મુમુક્ષુએ જાણવું. અંદર અને બહાર, આગળ અને પાછળ, દક્ષિણમાં અને ઉત્તરમાં ઉપર અને

નિચે, એક આત્માજ છે, બીજું કંઇ પણ નથી એમ જાણવું. જેમ સમુદ્રમાં મોજાં, ફીણ, વમળ અને પરપોટા આદિ સર્વ વસ્તુતાએ જળજ છે, તેમ દેહથી માંડી અહંકાર પર્યંત સર્વ અને આ સઘળું જગત એકરસ, પરમ ચૈતન્યજ છે. વાણી અને મનવડે જણાતું આ જગત. બ્રહ્મજ છે. પ્રકૃતિથી પર પ્રદેશમાં રહેલા બ્રહ્મથી ભિન્ન કંઇ પણ નથીજ. ઘડો, કળશ, અને કુંભ આદિ શબ્દોવડે જણાતા પદાર્થો શું માટીથી ભિન્ન હોય છે? ભ્રાંત થયલો પુરૂષ તું અને હું એમ ભિન્નભાવે બોલે છે, તે માયારૂપી મદીરાની નિશામાં બોલે છે એમ જાણવું. મિથ્યા ભ્રાંતિની નિવૃત્તિ કરવા માટે યત્રનાન્યત એ શ્રુતિ વારંવાર કથન કરી બ્રહ્મનું દ્વૈતથી રહિતપણું જણાવે છે. પરબ્રહ્મ આકાશના જેવું નિર્મળ, નિર્વિકલ્પ, અવધિરહિત, ક્રિયારહિત, વિકારરહિત,

અંદર અને બહાર બીજા પદાર્થોરહિત અને અદ્વય છે. એના વિના બીજું જાણવા જેવું શું હોય ? એ સંબંધમાં વિશેષ નહિ કહેતાં એટલુંજ કહેવું પુરતું છે, કે જીવ પોતેજ બ્રહ્મ છે, આ સઘળું વિસ્તિર્ણ જગત પણ બ્રહ્મ છે, અને બ્રહ્મ અદ્વિતિય છે, એમ શ્રુતિ કહે છે. હું બ્રહ્મજ છું એવી દઢ ભાવનાવાળા, અને જેમણે બાહ્ય પદાર્થોનો સારી રીતે ત્યાગ કરેલો છે, એવા પુરૂષો સંશય રહિત બ્રહ્મરૂપ થઇને નિરંતર ચિદાનંદરૂપે રહે છે એ નક્કી છે. પોતાના આત્મામાં કલ્પેલી સર્વે આભાસરૂપ વસ્તુઓનો નિષેધ કરવાથી પૂર્ણ, અદ્વય, અક્રિય, પરબ્રહ્મ પોતેજ રહે છે. વ્યાપક અને નિર્વિકલ્પ પરાત્મામાં ચિત્તવૃત્તિ સારી રીતે સ્થિર થાય, ત્યારે આ સંસારરૂપ કલ્પના કાઇપણ દેખાય નહિ. માત્ર કહેવા જેવો અવશેષ રહે છે.

એક પરમાર્થ વસ્તુમાં આ જગત એક મિથ્યા કલ્પના છે. દ્રષ્ટા, દર્શન અને દશ્યાદિના ભાવથી રહિત, પ્રલયકાળના સમુદ્રના જેવી અત્યંત પરિપૂર્ણ, અને પ્રકાશમાં અંધકારની પેઠે જેમાં ભ્રાંતિનું કારણ અત્યંત લીન થઇ ગયું છે, એવી એક વસ્તુ જે વિકારથી રહિત, આકારથી રહિત, અને નામાદિ વિશેષણથી રહિત અદ્વિતીય પરબ્રહ્મ છે, તેમાં ભેદ ક્યાંથી હોય ? એકસ્વરૂપ પરમ તત્વમાં ભેદનું કથન કેમ થઈ શકે ? સુખરૂપ સુષુપ્તિ અવસ્થામાં ભેદ કોણે જોયો છે ? જેમ દોરડીમાં સર્પ અને ઝાંઝવાના જળમાં પાણીનું ટીપું પણ ત્રણે કાળમાં નથી, તેમ પરમતત્વનું જ્ઞાન થયા પછી સદ્રૂપ અને નિર્વિકલ્પ બ્રહ્મમાં ત્રણે કાળમાં જગત નથીજ. આ દ્વૈત માયા માત્ર છે અને અદ્વૈત વાસ્તવિક છે, એમ શ્રુતિ કહે છે અને

તે વાતનો અનુભવ સુષુપ્તિમાં પ્રત્યક્ષ થાય છે. રજ્જુ સર્પાદિના દૃષ્ટાંતથી વિવેકીઓના સમજવામાં આવે છે કે કલ્પિત વસ્તુ પોતાના અધિષ્ટાનથી ભિન્ન નથી. જે ભેદ દેખાય તેનું મૂળ ભ્રાંતિજ છે. આ સંસારરૂપ કલ્પનાનું મૂળ ચિત્તજ છે. ચિત્ત વિના કંઇપણ કલ્પના થતી નથી. એટલા માટે સાક્ષિરૂપ પરમાત્મામાં ચિત્ત એકાગ્ર કરવું.

પરિપૂર્ણ, આદિ અંતથી રહિત, પ્રમાણથી અગમ્ય, વિકારથી રહિત, એકજ અને અદ્વિતિય બ્રહ્મ છે. તેમાં કંઇપણ ભેદ નથી. સદ્રૂપ, ચિદ્રૂપ, આનંદરૂપ, નિત્ય, ક્રિયાથી રહિત, એકજ અને અદ્વિતિય બ્રહ્મ છે. તેમા કંઇપણ વિવિધપણું નથી. અંતઃકરણમા રહેલા, એકરસ, સર્વ વ્યાપક, અપાર, સર્વના આત્મારૂપ, એકજ અને અદ્વિતિય બ્રહ્મ છે. તેમાં કંઇપણ ભેદ

નથી. ત્યજી શકાય નહિ એવું, ગ્રહણ કરી શકાય નહિ એવું. મનવડે વિષય નહિ કરી શકાય એવું, આશ્રય રહિત એકજ અને અદ્વિતિય બ્રહ્મ છે. તેમાં કંઇપણ ભિન્નતા નથી. નિર્ગુણ, અવયવથી રહિત, સૂક્ષ્મ, નિર્વિકલ્પ, નિરંજન, એકજ અને અદ્વિતિય બ્રહ્મ છે. તેમાં કંઇપણ ભેદ નથી. જેના સ્વરૂપનું નિરૂપણ થઇ શકે એમ નથી, જેને મન તથા વાણી પહોચી શકતાં નથી. જે સ્વરૂપ, સર્વ ઐશ્વર્યવાળું, સ્વતઃ સિદ્ધ, શુદ્ધ, જ્ઞાનસ્વરૂપ, ઉપમા રહિત, એકજ અને અદ્વિતિય બ્રહ્મ છે, તેમાં કંઈપણ ભેદ નથી.

વેદમાં વિદ્યા અને અવિદ્યા એવાં બે નામ અથવા સંજ્ઞા છે, તે વ્યવહારની સિદ્ધિ માટે છે. તત્વદષ્ટિથી જોતાં તેવું કાંઇ નથી. તત્વ બ્રહ્મ છે. તે વિના બીજું કાંઈપણ નથી. કોઇ

એમ માને કે બ્રહ્મથી ભિન્ન કંઈ છે, તો તે કંઇ છે એવા રૂપવડે બ્રહ્મજ છે; કેમકે બ્રહ્મ વિના અન્ય સ્થળે છે, એવું રૂપ નથી. છે એવા રૂપથી ભિન્ન, નથી એવું રૂપ છે, અને નથી એ શુન્યનુંજ નામ છે.

જ્ઞાનીઓને તત્વજ્ઞાનના બળથી માયા મિથ્યા છે, એવો નિશ્ચય થયા છતાં પણ દેહ પડે ત્યાં સુધી વ્યવહારમાં માયા તેમને ભાસે છે, અને પોતાના સ્વરૂપે આત્મા પણ પ્રતીત થાય છે. જ્ઞાનીઓમાં એટલોજ તફાવત છે કે તેઓ પ્રપંચરૂપ સંસારને જોય છે, છતાં સર્વ વેદોએ નક્કી કરેલા આત્માથી ભિન્ન કાંઇપણ જોતા નથી. સર્વ બ્રહ્મ છે એમ જાણનારા જ્ઞાનીઓને વિચારવા યોગ્ય, તેમ ન વિચારવા યોગ્ય કંઇ નથી; કહેવા યોગ્ય, તેમ ન કહેવા યોગ્ય કંઇ નથી; અને કરવા યોગ્ય, તેમ ન કરવા યોગ્ય

પણ કંઇ નથી. જે જ્ઞાનીઓ સર્વ દૃશ્ય પદાર્થોને ચૈતન્ય સ્વરૂપે જુએ છે, તેમને બંધ નથી, અને મોક્ષ પણ નથી, ઇશ્વરપણું તેમ જીવપણું પણ નથી. છેવટ તાત્પર્ય અને સર્વ ઉપનિષદો અને વેદાંતનો સિદ્ધાંત એજ છે કે જીવ બ્રહ્મ એક છે.

---

## બ્રહ્મસ્વરૂપ—આત્મસ્વરૂપ.

પંચકોશ અને ત્રણ શરીરના વિવેકથી, મહાવાક્યોના વિચારથી અને જગતનું સ્વરૂપ તપાસ્યાથી એટલું નિશ્ચય થયું કે સત્ય વસ્તુ એક બ્રહ્મ છે અને બ્રહ્મથી ભિન્ન સર્વે મિથ્યા છે. ત્યારે એ બ્રહ્મ અથવા આત્માનું સ્વરૂપ શું છે તે જાણવું જોઇએ; કેમકે તે જાણ્યાથી મનુષ્ય સંસારરૂપી બંધનથી મુક્ત થઈ મોક્ષ પામે છે. જે લાભથી શ્રેષ્ઠ બીજો લાભ નથી, જે સુખથી

શ્રેષ્ઠ બીજું સુખ નથી, અને જે જ્ઞાનથી શ્રેષ્ઠ બીજું જ્ઞાન નથી તે બ્રહ્મ છે એમ જાણવું. જેનો અનુભવ કર્યા પછી બીજું કંઇ દશ્ય રહેતું નથી, જે રૂપ થવાથી પુનર્જન્મ થતો નથી, જે જાણ્યાથી બીજું જ્ઞેય રહેતું નથી, તે બ્રહ્મ છે એમ જાણવું. જે ચારે દિશામાં ઉપર અને નીચે પૂર્ણ, સદ્રૂપ, ચિદ્રૂપ, આનંદરૂપ, અદ્વિતિય, અનંત, અવિનાશી અને એકજ છે, તે તે બ્રહ્મ છે એમ જાણવું. 'नेति नेति' આ બ્રહ્મ નહિ, આ બ્રહ્મ નહિ, એ શ્રુતિ વચન વડે સર્વ જડ પદાર્થોનો નિષેધ કર્યાથી જે અવિકારી, અખંડ, આનંદરૂપ, એક તત્વનો બોધ થાય છે, તે બ્રહ્મ છે એમ જાણવું. બ્રહ્માથી માંડી ચક્રવર્તી રાજા સુધી સર્વને ન્યુનાધિકપણા વડે જે આનંદ થાય છે તે અખંડાનંદરૂપ બ્રહ્મના આનંદનો એક અંશ છે. સર્વ

વસ્તુ બ્રહ્મયુક્ત છે, અને સર્વ વ્યવહાર પણ બ્રહ્મયુક્ત છે, તેથી જેમ સમગ્ર દુધનાં ઘી રહેલું છે, તેમ બ્રહ્મ સર્વવ્યાપક છે.

જે અણું નહિ, સ્થૂળ નહિ, હ્રસ્વ નહિ, દીર્ઘ નહિ, જન્મ રહિત, નાશ રહિત, રૂપ રહિત, ગુણ રહિત, રંગ રહિત, અને નામ રહિત છે, તે બ્રહ્મ છે એમ જાણવું. જેના પ્રકાશથી સૂર્યચંદ્રાદિ પ્રકાશે છે, જેને એવા પદાર્થો પ્રકાશ આપી શકતા નથી, જેનાથી આ સર્વ જગત પ્રતીત થાય છે, તે બ્રહ્મ છે એમ જાણવું. જેમ અગ્નિવડે સારી રીતે તપાવેલા લોઢાના ગોળાને અગ્નિ પ્રકાશ આપે છે અને પોતે પણ પ્રકાશે છે, તેમ બ્રહ્મ સમગ્ર જગતની અંદર તથા બહાર રહીને જગતને પ્રકાશ આપે છે અને પોતે પણ પ્રકાશે છે.

જે વસ્તુ તે એટલે પરોક્ષ નથી, જે આ એટલે પ્રત્યક્ષ નથી, જે તેની એટલે અનુમાનનો વિષય નથી, જે આવી એટલે પ્રત્યક્ષ પ્રમાણુનો વિષય નથી, જે આટલી કે તેટલી એટલે માપી શકાય એવી નથી, તે બ્રહ્મ છે એમ જાણવું. જો તેમ ન હોય તો તે વસ્તુ પ્રમાણુનો વિષય તથા પરોક્ષ થાય. આ, આ, એમ, જે વસ્તુ જણાવી શકાય તેનો સર્વત્ર બાધ થઇ શકે છે, પણુ આ એ શબ્દવડે જે વસ્તુ કહી શકાતી નથી, અને જેનો નિષધ થઇ શકતો નથી, તે બ્રહ્મ છે એમ જાણવું. તે ત્રણે કાળમાં વિદ્યમાન હોવાથી પરોક્ષ નથી અને સ્વયંપ્રકાશ હોવાથી જ્ઞાનનો વિષય નથી. સર્વ દશ્યનો બાધ થતાં કંઇપણુ રહેતું નથી એમ લોક કહે છે, પણુ કંઇ નથી તેજ બ્રહ્મ છે, એમ વેદવચનથી સિદ્ધ છે.

જે વસ્તુ તે એટલે પરોક્ષ નથી, જે આ એટલે પ્રત્યક્ષ નથી, જે તેવી એટલે અનુમાનનો વિષય નથી, જે આવી એટલે પ્રત્યક્ષ પ્રમાણનો વિષય નથી, જે આટલી કે તેટલી એટલે માપી શકાય એવી નથી, તે બ્રહ્મ છે એમ જાણવું. જો તેમ ન હોય તો તે વસ્તુ પ્રમાણનો વિષય તથા પરોક્ષ થાય. આ, આ, એમ, જે વસ્તુ જણાવી શકાય તેનો સર્વત્ર બાધ થઇ શકે છે, પણ આ એ શબ્દવડે જે વસ્તુ કહી શકાતી નથી, અને જેનો નિષેધ થઈ શકતો નથી, તે બ્રહ્મ છે એમ જાણવું. તે ત્રણે કાળમાં વિદ્યમાન હોવાથી પરોક્ષ નથી અને સ્વયંપ્રકાશ હોવાથી જ્ઞાનનો વિષય નથી. સર્વ દ્દશ્યનો બાધ થતાં કંઇપણ રહેતું નથી એમ લોક કહે છે, પણ કંઇ નથી તેજ બ્રહ્મ છે, એમ વેદ વચનથી સિદ્ધ છે.

જગતથી વિલક્ષણ બ્રહ્મ છે. બ્રહ્મથી ભિન્ન કંઇપણ નથી બ્રહ્મથી ભિન્ન જો કંઇ પ્રતીત થાય, તો તે મૃગજળના જેવું મિથ્યા છે એમ જાણવું. બ્રહ્મથી ભિન્ન જે કંઈ દેખાય છે, અને સંભળાય છે, તે તે રૂપે સત્ય નથી તત્વજ્ઞાનની દૃષ્ટિથી જોતાં તે સર્વ સચ્ચિતાનંદરૂપ અદ્વય બ્રહ્મજ છે એમ જાણવું.

સર્વવ્યાપક, સચ્ચિદાનંદરૂપ આત્માને જ્ઞાન ચક્ષુવાળા જોઇ શકે છે. જેમ આંધળો મનુષ્ય પ્રકાશતા સૂર્યને જોઈ શકતો નથી, તેમ અજ્ઞાની મનુષ્ય બ્રહ્મને જોઇ શકતો નથી. જેમ સોનાને અગ્નિમાં ગાળ્યાથી તેમાંનો સઘળો મેલ બળી જઇ સોનું શુદ્ધ થઇ ચળકે છે, તેમ શ્રવણ, મનન આદિ સાધનનોવડે ઉત્પન્ન થયલા જ્ઞાનરૂપી અગ્નિથી જીવના રાગદ્વેષાદિ સર્વ મળ બળી જાય છે, અને જીવ શુદ્ધ થઇ બ્રહ્મસ્વરૂપે

પોતે પ્રકાશે છે. હૃદયરૂપ આકાશમાં ઉગેલો આત્મજ્ઞાનરૂપી સૂર્ય અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરે છે, પોતે પ્રકાશે છે, અને સર્વને પ્રકાશ આપે છે. તે સર્વ વ્યાપક છે અને સર્વને ધારણ કરે છે.

આત્મારૂપી તીર્થ સર્વ તીર્થો કરતાં શ્રેષ્ટ છે. દિશા, દેશ, કાળ આદિની તેને અપેક્ષા નથી, તેથી તે સર્વવ્યાપક છે, સુખદુઃખ આદિ દ્વંદને નાશ કરનારૂં છે, નિત્ય આનંદરૂપ છે, અવિદ્યાના મળરહિત છે. એવા તીર્થને કર્તા ભોક્તાના અભિમાનરહિત થઇ, જે પુરૂષ એકાગ્ર ધ્યાનવડે સેવે છે, તે બ્રહ્મને જાણનારો, સર્વ-વ્યાપી અને અમર થાય છે.

સત્ય, જ્ઞાનરૂપ, અનંત, શુદ્ધ, સ્વતઃસિદ્ધ, નિત્ય આનંદરૂપ, અવિકારી, અંતરાત્માથી અભિન્ન બ્રહ્મ સદા સર્વથી શ્રેષ્ટ છે. આત્મસ્વરૂપથી અન્ય

વસ્તુ વસ્તુનો અભાવ હોવાથી આ પરમ અદ્વૈત સત્ય છે. પરમાર્થ તત્વના જ્ઞાનની દશામાં બીજું કાંઇપણ પ્રતીત થતું નથી. આ સઘળું જગત જે અજ્ઞાનથી અનેકરૂપે પ્રતીત થાય છે તે સર્વે કલ્પનાના દોષરહિત બ્રહ્મજ છે.

ઘડો માટીના કાર્યરૂપ છતાં માટીથી ભિન્ન નથી. સર્વત્ર માટીના સ્વરૂપથી ભિન્ન ઘડાનું રૂપ નથી. કલ્પિત નામ માત્ર મિથ્યા ઘડો માટીથી જૂદો કેમ હોઈ શકે? માટીથી ભિન્ન ઘડાનું સ્વરૂપ કોઇથી પણ દેખાડી શકાતું નથી. એમ હોવાથી ઘડો અજ્ઞાનથીજ કલ્પાયલો છે. વાસ્તવિક સત્ય તો મૃતિકાજ છે. આ સઘળું જગત સદ્રૂપ બ્રહ્મનું કાર્ય છે. તેથી તે બ્રહ્મમયજ છે. બ્રહ્મથી ભિન્ન નથી. તે ભિન્ન છે એમ જો કોઇ કહે તો તેનું અજ્ઞાન દૂર થયું નથી અને તેનું બોલવું તે ઉંઘતા માણસના

લવારા જેવું છે એમ જાણવું. અથર્વવેદની ઉત્તમ શ્રુતિ પણ એમજ કહે છે કે આ સર્વ બ્રહ્મજ છે, તેથી સઘળું જગત બ્રહ્મજ છે. આરોપિત વસ્તુ પોતાના અધિષ્ટાનથી ભિન્ન હોઇ શકેજ નહિ. જગત સ્વરૂપે સત્ય છે એમ માનવામાં આવે તો તત્વની હાનિ, ઉપનિષદોનું અપ્રમાણપણું અને ઇશ્વરને અસત્યવાદિપણું પ્રાપ્ત થાય. એ ત્રણ દોષો મહાત્માને શુભ અને ઇષ્ટ નથી. વસ્તુના તત્વને જાણનાર શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે, કે દશ્ય પદાર્થો કલ્પિત હોવાથી વાસ્તવિક રીતે હું તેઓમાં રહેલો નથી અને તેઓ મારામાં રહેલા નથી. જો જગત સત્ય હોય તો તે સુષુપ્તિમાં પ્રતીત થવું જોઇએ. પણ તે પ્રતીત થતું નથી, માટે તે અસત્ અને સ્વપ્નના જેવું મિથ્યા છે. એ કારણથી જગત પરમાત્માથી ભિન્ન નથી. જે જૂદી પ્રતીતિ

થાય છે, તે આકાશના નિલ ગુણોના જેવી મિથ્યા છે. કલ્પિત પદાર્થોની શું સ્વતંત્ર સત્તા હોય છે? ભ્રાંતિથી અધિષ્ટાનજ તેવી રીતે ભાસે છે. જેમ ભ્રાંતિથી છીપમાં રૂપું ભાસે છે, પણ તે છીપજ છે, તેમ ભ્રાંતિ પામેલાને ભ્રાંતિથી જે કાંઇ પ્રતીત થાય છે, તે બ્રહ્મજ છે. આ દૃશ્ય જગતવડે સદા બ્રહ્મનુંજ નિરૂપણ થાય છે. બ્રહ્મમાં જગતનું જે આરોપણ તે નામમાત્ર છે.

એ પરબ્રહ્મ સત્યરૂપ, અદ્વૈતરૂપ, વિશુદ્ધ, વિજ્ઞાનઘન, નિરંજન, પ્રશાંત, આદિ તથા અંતથી રહિત, ક્રિયાથી રહિત, અખંડાનંદરસ સ્વરૂપવાળું છે. તે માયાએ કરેલા જીવ, ઇશ્વર અને જગત એ સર્વે ભેદથી રહિત છે, નિત્ય છે, સુખરૂપ છે, અવયવરહિત છે, અપ્રમેય, રૂપરહિત, અવ્યક્ત, નામરહિત, અવિકારી અને સ્વયંપ્રકાશ છે. જે આ કંઇ પ્રતીત થાય છે તે તેજ છે.

જ્ઞાનીઓ પરબ્રહ્મને જ્ઞાતા, જ્ઞેય, અને જ્ઞાનભાવથી રહિત, અનંત, નિર્વિકલ્પ, અદ્વૈત, અખંડ અને ચૈતન્યરૂપ માને છે. ત્યાગ ન કરી શકાય એવું, ગ્રહણ ન કરી સુકાય એવું, મન તથા વાણીથી અગમ્ય, પ્રમાણરહિત, ઉત્પત્તિ અને નાશરહિત, વ્યાપક, પૂર્ણ, જ્યોતિરૂપ, બ્રહ્મ હું છું, એમ નક્કી કરવું.

'બ્રહ્મ સ્થૂલ નથી' એ શ્રુતિ મિથ્યા પદાર્થોનો નિષેધ કરીને જણાવે છે કે બ્રહ્મ સ્વતઃ સિદ્ધ, આકાશના જેવું વ્યાપક અને અસંગ તથા તર્કમાં ન આવે એવું છે. માટે પ્રતીત થતા મિથ્યા પદાર્થો જેને આત્મારૂપે માનવામાં આવે છે, તેનો ત્યાગ કરવો અને શુદ્ધ બુદ્ધિથી 'હું બ્રહ્મ છું' એમ પોતાના આત્માને અખંડ જ્ઞાનરૂપે જાણવો. ઘટાદિ સર્વ માટીનું કાર્ય સદા માટી માત્રજ છે, તેમ સત્ એટલે બ્રહ્મમાંથી

ઉત્પન્ન થયલું આ સઘળું જગત સદ્રૂપજ છે. સત્‌થી ભિન્ન કંઇપણ નથી. જે સત્ય તે આત્મા પોતેજ છે. તેથી અત્યંત શાંત, નિર્મળ અને અદ્વય પરબ્રહ્મ તે તું છે. જેમ સ્વપ્નમાં કલ્પેલા દેશ, કાળ, વિષય, અને જ્ઞાતાદિ સઘળું મિથ્યા છે, તેમ જાગ્રતમાં પ્રતીત થતું જગત પણ આત્માના અજ્ઞાનના કાર્યરૂપ હોવાથી મિથ્યા છે. એજ પ્રમાણે આ શરીર, ઇંદ્રિયો, પ્રાણ અને અહંકારાદિ સર્વ મિથ્યા છે. તેથી જે અત્યંત શાંત, નિર્મળ અને અદ્વય પરબ્રહ્મ છે તે તુંજ છે. ભ્રાંતિથી જે અધિષ્ટાનમાં જે કલ્પ્યું હોય તે વિવેકથી ભ્રાંતિ મટયાથી તે અધિષ્ટાનરૂપજ રહે છે. તેનાથી ભિન્ન કંઇ પણ હોતું નથી. જેમ સ્વપ્નમાં જોયલું વિચિત્ર જગત સ્વપ્ન મટતાં નાશ પામે છે, તેમ જાગ્રતમાં પણ પોતાથી ભિન્ન કાંઇપણ નથી એમ જાણવું.

જાતિ, નીતિ, કુળ અને ગોત્રથી રહિત, નામ, ગુણ અને દોષથી રહિત, અને દેશ, કાળ તથા વિષયથી બહાર, જે બ્રહ્મ છે, તે હું છું એવી ભાવના અંતઃકરણમાં કરવી. જે બ્રહ્મ સર્વેથી શ્રેષ્ટ, વ્યાપક, વાણીઓનો અવિષય, નિર્મળ, જ્ઞાનરૂપ નેત્રનો વિષય, પવિત્ર, ચૈતન્યઘન, અને અનાદિ સત્ય છે તે બ્રહ્મ હું છું. એવી ભાવના મનમાં કરવી. જે છ ઉર્મિઓથી રહિત છે, યોગીઓ જેને હૃદયમાં ધારણ કરે છે, જે ઇંદ્રિયોવડે ધારી શકાતું નથી, અશુદ્ધ બુદ્ધિથી જે જણાતું નથી, અને જે દોષરહિત છે, તે બ્રહ્મ હું છું, એમ મનમાં ધ્યાન કરવું. જે ભ્રાંતિથી કલ્પિત જગતની કલ્પનાના અધિષ્ઠાનરૂપ, પોતાના આશ્રયવાળું, કાર્ય કારણથી વિલક્ષણ, નિરવયવ, અને ઉપમારહિત બ્રહ્મ છે તે હું છું, એમ મનમાં ધ્યાન કરવું જે બ્રહ્મ

ઉત્પત્તિ, વૃદ્ધિ, પરિણામ, ઘટવું, વ્યાધિ અને નાશથી રહિત છે, અવિકારી છે, અને જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશના કારણરૂપ છે તે હું છું, એવું ધ્યાન અંતઃકરણમાં કરવું. જે બ્રહ્મ ભેદરહિત પ્રકટ લક્ષણવાળું, તરંગ-રહિત સમુદ્રના જેવું ગંભીર, નિત્ય, મુક્ત અને પરિચ્છેદ રહિત છે તે હું છું, એવી ભાવના મનમાં કરવી. જે બ્રહ્મ એક જ, અનેકના કારણરૂપ, ભિન્ન કારણોનો વિષેધ કરનાર વચનોવડે કારણ રહિત, માયાના કાર્ય અને માયારૂપ કારણથી વિલક્ષણ, અને અન્યની અપેક્ષા વિનાનું છે તે હું છું, એવું ચિંતન મનમાં કરવું. જે બ્રહ્મ સંશય વિપર્યયથી રહિત, સર્વથી મ્હોટું, અવિનાશી, જીવ તથા ઇશ્વરથી વિલક્ષણ, શ્રેષ્ટ, નિત્ય, અચલ સુખરૂપ, અને નિરંજન છે તે હું છું એવું ધ્યાન મનમાં

કરવું. જે બ્રહ્મ ભ્રાંતિથી નામ, રૂપ, ગુણ અને વિકારરૂપે સોનાની પેઠે અનેક પ્રકારે ભાસે છે, અને પોતે સદા વિકાર રહિત રહે છે, તે બ્રહ્મ હું છું, એવું ચિંતન મનમાં કરવું. જે બ્રહ્મ અદ્વિતિય, સર્વથી શ્રેષ્ટ, સર્વની અંદર રહેલું, એકરસ, સ્વતંત્ર લક્ષણવાળું, સચ્ચિતાનંદરૂપ, અનંત અને અવ્યયરૂપે પ્રકાશે છે, તે હું છું એવું ધ્યાન અંતઃકરણમાં કરવું. ચાલતી વેળાએ હું આત્મારૂપી સમુદ્રનું એક મોજું છું, એવી ભાવના કરવી; આસન ઉપર બેઠો હોય ત્યારે જ્ઞાનરૂપ સુતરમાં પરોવેલો એક મણી હું છું એવી ભાવના કરવી; વિષયોની પ્રતીતિથી આનંદ થાય, ત્યારે આત્માના દર્શનથી હું હર્ષ પામ્યો છું, એવી ભાવના કરવી; અને સુવાના સમયમાં હું સુખ સાગરમાં ડુબી ગયો છું એવી ભાવના કરવી. આ સર્વ નામરૂપવાળું

જગત વિરાટના એક અંશરૂપ છે, તે સર્વ જે વ્યવહાર કરે છે, તે અંદર રહેલા ચૈતન્યના પ્રભાવથી થાય છે અને આત્મા કર્તા, ભોક્તા નથી, પણ સૂર્યની પેઠે સર્વનો પ્રકાશક છે, એમ જે પુરૂષ જ્ઞાન તથા અનુભવથી પૂર્ણ છે, તે સમજે છે, અને તેમ જાણીનેજ તે પરમાત્માના અનુસંધાન પૂર્વક પોતાનો વ્યવહાર કરે છે. એ પ્રમાણે શુધ્ધ બુદ્ધિથી, અને પ્રસિધ્ધ યુક્તિઓવડે પોતાના અંતઃકરણમાં દ્રઢ ધ્યાન કરવાથી સંશય રહિત થઇ હાથમાં રહેલા જળનીપેઠે તત્વજ્ઞાન ઉપજશે અને બ્રહ્મનો સાક્ષાત્કાર થશે. જેમ સૈન્યમાં રાજા છે, તેમ દેહાદિના સમૂહમાં કેવળ જ્ઞાન સ્વરૂપ શુદ્ધ આત્મા છે, એમ જાણીને સર્વદા પોતાના આત્મસ્વરૂપમાં સ્થિતિ કરવી અને સર્વ જગતનો બ્રહ્મમાં લય કરવો. બુધ્ધિરૂપ ગુફામાં

કાર્ય કારણથી વિલક્ષણ, સત્ય, શ્રેષ્ટ, અદ્વૈત બ્રહ્મ છે. તે રૂપે જે એ ગુફામાં વસે છે, તેનો પુનર્જન્મ થતો નથી.

આત્મા સદા સર્વત્ર વ્યાપક છે, છતાં તે સર્વત્ર ભાસતો નથી, તેનું કારણ એ છે, કે સ્વચ્છ જળમાં પ્રતિબિંબ પડે છે, પણ મલિન જળમાં પડતું નથી, તેમ રાગદ્વેષ આદિ વિકારોથી રહિત શુધ્ધ બુધ્ધિમાંજ આત્મા પ્રતીત થાય છે. શરીર, ઇંદ્રિય, મન, બુધ્ધિ અને પ્રકૃતિ એ સર્વથી આત્મા ભિન્ન છે, અને તેમની વૃત્તિઓનો તે સાક્ષી છે. દોડતાં વાદળાંમાં રહેલો ચંદ્ર દોડતો હોય તેમ જણાય છે, તેમ ક્રિયા કરતી ઇંદ્રિયોમાં આત્મા અક્રિય છતાં ક્રિયા કરતો હોય, એમ અજ્ઞાની મનુષ્યોને જણાય છે. જેમ સૂર્યનો પ્રકાશ હોય, તો મનુષ્યો પોતાનાં કાર્ય કરી શકે છે, તેમ

શરીર, ઇંદ્રિયો, મન અને બુધ્ધિ આત્મ ચૈતન્યનો આશ્રય લઇનેજ પોતાની ક્રિયામાં પ્રવર્તે છે. વાસ્તવિક રીતે જોતાં આત્મામાં દેહાદિના ધર્મો નથી, પણ જેમ અજ્ઞાની મનુષ્યો આકાશનો રંગ આસમાની છે, એવી કલ્પના કરે છે, તેમ નિર્મળ, સદ્રૂપ અને ચિદ્રૂપ આત્મામાં અવિવેકી મનુષ્યો શરીર અને ઇંદ્રિયોના ધર્મો અને કર્મોની કલ્પના કરે છે. જેમ હાલતા જળમાં પડેલું ચંદ્રનું પ્રતિબિંબ અજ્ઞાની મનુષ્યોને હાલતું જણાય છે, તેમ કર્તાપણું, ભોક્તાપણું એ આદિ ધર્મો અંતઃકરણના છે, તે આત્માના ધર્મો છે એવી કલ્પના તેઓ કરે છે. પ્રીતિ, ઇચ્છા, સુખ, દુઃખ આદિ ધર્મો બુદ્ધિના છે, પણ આત્માના નથી, કેમકે જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં બુદ્ધિ હોય છે, ત્યારે તેઓ જણાય છે, પણ સુષુપ્તિ અવ-

સ્થામાં બુધ્ધિનો લય થાય છે, ત્યારે તેઓ જણાતા નથી.

જેમ પ્રકાશ સૂર્યનો સ્વભાવ છે, શીતળતા જળનો સ્વભાવ છે, અને ઉષ્ણતા અગ્નિનો સ્વભાવ છે, તેમ સચ્ચિતાનંદપણું એટલે નિત્યતા, જ્ઞાન, આનંદ અને નિર્મળતા એ આત્માના સ્વભાવ છે. આત્મામાં કોઈ પણ પ્રકારનો વિકાર નથી અને બુધ્ધિ જડ હોવાથી તેનો જ્ઞાન સ્વભાવ નથી, છતાં અવિવેકી જીવ એમ માને છે, કે હું કર્તા છું, અને દ્રષ્ટા એટલે જાણનારો છું, કેમકે આત્મા અને બુધ્ધિનો ભેદ તે જાણતો નથી.

જેમ અજ્ઞાની મનુષ્ય અંધારામાં પડેલી દોરડીને સર્પ માની ભય પામે છે, તેમ આત્માને જીવ જાણીને તે ડરે છે. પણ જો તે એમ જાણે કે હું જીવ નથી, પણ પરમાત્મા

છું, તો તે નિર્ભય થાય છે. જેમ દીવો ઘડા વિગેરેને પ્રકાશે છે, પણ ઘડા વિગેરે પદાર્થો દીવાને પ્રકાશી શકતા નથી, તેમ એક આત્મા બુદ્ધિ અને ઇંદ્રિયોને પ્રકાશે છે, પણ તે જડ પદાર્થો તેનો પ્રકાશ કરી શકતા નથી. જેમ દીવાને જાણવા માટે બીજા દીવાની જરૂર નથી, તેમ આત્મા સ્વયંપ્રકાશ જ્ઞાનરૂપ હોવાથી તેને જાણવા માટે બીજા કોઇ સાધનની જરૂર નથી. તે પોતાની મેળે જ પ્રકાશે છે.

આત્માને ઓળખવાની રીત એ છે કે આત્માના બે પ્રકાર છે, જીવ અને ઇશ્વર, અથવા જીવાત્મા અને પરમાત્મા. એ ભેદ ઉપાધિને લીધે પડે છે. જીવ અને ઇશ્વરમાંથી સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ ઉપાધિનો ત્યાગ કરી વેદના મહાવાક્યોનો વિચાર કરવાથી જીવ અને ઇશ્વર તે એક ચૈતન્યજ છે, એમ નિશ્ચય

પૂર્વક જાણ્યામાં આવે છે. મુમુક્ષુઓએ એવો વિચાર કરવો કે શરીર, ઇંદ્રિયો પ્રાણ અને અંતઃકરણ એ સર્વ દશ્ય અવિદ્યાનું કાર્ય છે, અને જળના પરપોટા જેવું નાશવાન છે. તેનાથી ભિન્ન નિર્મળ, સચ્ચિતાનંદરૂપ બ્રહ્મ હું છું. સ્થૂળ દેહથી હું ભિન્ન હોવાથી જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા એ આદિ ધર્મો મારા નથી. તેમજ શ્રોત્રાદિ ઇંદ્રિયો રહિત હોવાથી શબ્દાદિ વિષયો સાથે મને કંઈ પણ સંબંધ નથી. શ્રુતિવચન પ્રમાણે હું મન રહિત છું, તેથી દુઃખ, રાગ, દ્વેષ અને ભય જે મનના ધર્મો છે તે મારામાં નથી, તથા હું પ્રાણ રહિત છું, તેથી તેના ધર્મો ભુખ અને તરષ આદિ છે, તે મારામાં નથી. પ્રાણ, મન, સર્વે ઇંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, જળ અને સર્વને ધારણ કરનારી પૃથ્વી એ સર્વ બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે.

વળી મુમુક્ષુઓએ નિરંતર એવી ભાવના કરવી કે હું નિર્ગુણ એટલે સત્વ, રજ અને તમોગુણથી રહિત છું; નિષ્ક્રિય એટલે શરીર, ઇંદ્રિય, પ્રાણ અને અંતઃકરણની ક્રિયાથી રહિત છું; નિત્ય એટલે ત્રણે કાળમાં રહેનારો છું; નિર્વિકલ્પ એટલે કલ્પના રહિત છું; નિરંજન એટલે અવિદ્યારૂપી મળથી રહિત છું; નિર્વિકાર, નિરાકાર, નિત્ય મુક્ત, અને નિર્મળ છું. હું આકાશની પેઠે સર્વની અંદર તથા બહાર વ્યાપીને રહ્યો છું; અવિનાશી છું, સદા સર્વ પ્રાણી પદાર્થોમાં સમભાવે રહેલો છું; અસંગ, અને અચળ છું. પરબ્રહ્મ જે નિત્ય, શુદ્ધ, મુક્ત, એક, અખંડાનંદ, અદ્વિતિય, સત્ય જ્ઞાન અને આનંદરૂપ છે, તેજ હું છું, એ પ્રમાણે ભાવના કરવાથી હું બ્રહ્મ છું, એવી વાસના દૃઢ થાય છે, અને જેમ રસાયન

રોગોને મટાડે છે, તેમ તે અવિદ્યાના કાર્યરૂપ વિક્ષેપોને મટાડે છે.

એકાંત સ્થળમાં અનુકૂળ આસને બેસી, વિષયોમાંથી ચિત્તને કહાડી નાખી, ઇંદ્રિયોને અંકુશમાં રાખી, અનન્ય બુદ્ધિવાળા થઇ સર્વ દ્રશ્યનો આત્મામાં લય કરીને નિર્મળ આકાશના જેવા એક અને અનંત આત્માનીજ સદા ભાવના કરવી અને તેનુંજ ધ્યાન કરવું. એ પ્રમાણે સર્વ નામ રૂપાદિ દ્રશ્યનો બાધ થવાથી બ્રહ્મ જ્ઞાની પુરૂષ, પરિપૂર્ણ, જ્ઞાન સ્વરૂપ અને આનંદ સ્વરૂપ બ્રહ્મમાં સ્થિર થાય છે. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રિપુટીનો ભેદ પરમાત્મામાં નથી. તે જ્ઞાનસ્વરૂપ અને આનંદસ્વરૂપ હોવાથી પોતાની મેળેજ અનુભવાય છે.

એ પ્રમાણે આત્મારૂપી અરણીમાં ધ્યાનરૂપ મંથન નિરંતર કરવાથી ઉત્પન્ન થયલી જ્ઞાનરૂપી

જ્વાળા સર્વ અજ્ઞાનરૂપી લાકડાંને બાળી નાખે છે. પ્રભાત થવાથી પ્રથમ જેમ અંધકાર મટે છે, અને પછી સૂર્યોદય થાય છે, તેમ આત્મજ્ઞાનથી અજ્ઞાન દૂર થઇ આત્મા સૂર્યનીપેઠે પોતેજ પોતાની મેળે પ્રકાશે છે. આત્મા પોતાનું સ્વરૂપ હોવાથી સદા પ્રાપ્ત છે, પણ જેમ ગળામાં પેહેરેલી કંઠી ભ્રાંતિથી ખોવાયલી જાણી મનુષ્ય તે બાહેર શોધે છે, તેમ અજ્ઞાનથી આત્મા અપ્રાપ્ત છે, એટલે પાસે નથી એમ લાગે છે. જ્યારે અજ્ઞાનનો નાશ થાય છે, ત્યારે તે પ્રાપ્ત થયો છે એમ જણાય છે.

અંધારામાં ઝાડના ઠુંઠામાં પુરૂષની ભ્રાંતિ થાય છે, તેમ બ્રહ્મમાં જીવપણાની કલ્પના થાય છે. પણ જીવનું વાસ્તવિક સ્વરૂપ જે બ્રહ્મ તેનો સાક્ષાત્કાર થાય ત્યારે જીવપણું મટી જાય છે. જેમ રાત્રિએ મનુષ્યને દિશાની ભ્રાંતિ થાય છે, તે સૂર્યોદય

થાય ત્યારે મટી જાય છે, તેમ આત્મસ્વરૂપના અનુભવથી યથાર્થ જ્ઞાન ઉત્પન્ન થાય, ત્યારે હું અને મારૂં એવું અજ્ઞાન દૂર થઈ જાય છે. યથાર્થ જ્ઞાની પુરૂષ સમગ્ર જગતને જ્ઞાનદ્રષ્ટિથી પોતાના આત્મામાં રહેલું અને પોતાના એક આત્મારૂપેજ જુએ છે. જેમ ઘડો ઇત્યાદિ માટીના વાસણ માટીથી ભિન્ન નથી, પણ માટી રૂપેજ છે, તેમ આ સર્વ જગત આત્માજ છે. આત્માથી ભિન્ન કંઇપણ નથી.

જે અન્નમયાદિ પાંચ કોશોથી ભિન્ન, જાગ્રદાદિ ત્રણ અવસ્થાનો સાક્ષી, અવિનાશી અને હું એવા જ્ઞાનનો વિષય છે, તે આત્મા છે. જે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં સર્વ દ્રશ્યને, બુદ્ધિને, તેની વૃત્તિઓના સદભાવને તેમજ અભાવને આ હું છું, એમ જાણે છે તે આત્મા છે. જે પોતે સર્વને જાણે છે, પણ જેને કોઇ

પણ જાણતું નથી, જે બુધ્ધિ આદિને પ્રકાશ કરવાની શક્તિ આપે છે, પણ જેને તેઓ એવી શક્તિ આપી શકતાં નથી, તે આત્મા છે. જે-નાથી આ જગત વ્યાપ્ત થયલું છે, પણ જેને કોઇ વ્યાપી શકતું નથી, અને જેનો પ્રકાશ પડયા પછી છાયારૂપ આ સર્વ પ્રકાશે છે, તે આત્મા છે. દેહ, ઇંદ્રિય, મન અને બુધ્ધિ જેના સમીપપણાવડે જાણે પ્રેરાતાં હોય, તેમ પોત પોતાના કાર્યમાં વર્તે છે, તે આત્મા છે. અહં-કારથી માંડીને દેહ પર્યંતના પદાર્થો, શબ્દાદિ વિષયો અને સુખ આદિ ઘડાની પેઠે જે નિત્ય જ્ઞાન સ્વરૂપવડે પ્રતાત થાય છે તે આત્મા છે. જેનાથી સર્વે ઇંદ્રિયો પ્રેરાઇ પોત પોતાના વિષ-યમાં પ્રવર્તે છે, તે શરીરમાં રહેનારો અંતરાત્મા સનાતન, નિરંતર અખંડ સુખ અને જ્ઞાનરૂપ, સર્વદા એકરૂપ અને ચેતન માત્ર છે. સત્વગુણ

પ્રધાન બુધ્ધિરૂપી ગુફામાં અવ્યાકૃત આકાશમાં જે શ્રેષ્ટ ચેતનરૂપ પ્રકાશ છે, તે આત્મા છે. તે પોતાના તેજથી આ જગતને પ્રકાશ આપતો પોતે શ્રેષ્ટ સૂર્યની પેઠે પ્રકાશે છે.

એ આત્મા મન અને અહંકારના વિકારોને તથા દેહ, ઇંદ્રિય અને પ્રાણની ક્રિયાઓને જાણનારો છે. તે તપાવેલા લોઢામાં અગ્નિની પેઠે રહે છે, પણ કંઇ ક્રિયા કરતો નથી અને વિકાર પામતો નથી. એ અવિનાશી આત્મા ઉત્પન્ન થતો નથી, મરતો નથી, વધતો નથી, ઘટતો નથી, વિકાર પામતો નથી. જેમ ઘડાનો નાશ થયા છતાં, તેમાં રહેલા આકાશનો નાશ થતો નથી, તેમ આ શરીર નાશ પામે છે, તોપણ તેમાં રહેલા આત્માનો નાશ થતો નથી. પ્રકૃતિ અને તેના કાર્યોથી ભિન્ન, શુધ્ધ, જ્ઞાન સ્વરૂપ, નામ રૂપાદિ વિશેષણથી રહિત, સમગ્ર

જગતને પ્રકાશ આપનાર પરમાત્મા જાગ્રદાદિ અવસ્થામાં હું હું, એમ બુધ્ધિના સાક્ષિરૂપે પ્રકાશે છે. વશ કરેલા મનવડે તથા બુધ્ધિના પ્રકાશવડે સ્વસ્વરૂપભૂત આત્મા તે સાક્ષાત હું છું, એમ મનમાં નક્કી કરવું. એમ કરી જન્મ મરણરૂપ તરંગવાળા અપાર સંસાર સાગરને તરી જઇ બ્રહ્મમાં સ્થિતિ કરી કૃતાર્થ થવું.

જે સ્વયંપ્રકાશ, પંચકોશથી વિલક્ષણ, જાગ્રદાદિ ત્રણ અવસ્થાનો સાક્ષી, નિર્વિકાર, નિરંજન, અવિનાશી અને આનંદરૂપ છે તે આત્મા છે. વિવેકી પુરૂષોએ તેને પોતાના આત્મારૂપે જાણવો. મિથ્યાપણાવડે પાંચ કોશોનો નિષેધ કર્યાથી સર્વના અભાવ અથવા શુન્ય વિના બીજું કંઇ જોવામાં આવતું નથી, તો પછી વિવેકીઓએ પોતાના આત્મારૂપે કઇ વસ્તુ જાણવી, એવી શંકા સ્વાભાવિક રીતે ઉઠે

છે. તેનું સમાધાન એ છે કે અહંકારાદિ વિકારો અને તેનો અભાવ એ સર્વ જે વડે અનુભવાય છે, અને જે પોતે અનુભવનો વિષય થતો નથી, તે જ્ઞાનસ્વરૂપ આત્મા છે, એમ સૂક્ષ્મ બુદ્ધિથી જાણવું. જેનાવડે જે વસ્તુ અનુભવાય છે, તે તેનો સાક્ષી છે. નહિ અનુભવેલા પદાર્થમાં કોઈનું પણ સાક્ષીપણું રહેતું નથી. આત્મા પોતે પોતાનો સાક્ષી છે, કેમકે તે પોતાવડેજ અનુભવાય છે. પ્રત્યગાત્મા સિવાય બીજો કોઇ સાક્ષી નથી. જે હું હું એમ અંતરાત્મપણાવડે અંદરના ભાગમાં એકરૂપે સદા સ્ફુરે છે; જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિમાં વધારે સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે; અનેક આકારોવાળા વિકારોયુક્ત અહંકારાદિને પ્રકાશે છે; અને હૃદયમાં સચ્ચિતાનંદ રૂપે રહે છે; તેને આત્મા જાણવો.

જેમ ઘડાના જળમાં પડેલા સૂર્યના પ્રતિબિંબને જોઇ તે સૂર્ય છે, એમ મૂઢ મનુષ્ય માને છે, તેમ બુદ્ધિરૂપી ઉપાધિમાં રહેલા ચિદાભાસ એટલે ચૈતન્યના પ્રતિબિંબને અજ્ઞાની મનુષ્ય ભ્રાંતિથી આત્મા માને છે. ઘડો, જળ અને તેમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ એ સર્વનો ત્યાગ કરી, વિવેકી પુરૂષ એ ત્રણના પ્રકાશક, સ્વયંપ્રકાશ અને તટસ્થ રહેલા સૂર્યને, જેમ સારી રીતે જુએ છે, તેમ શરીર, બુદ્ધિ અને ચૈતન્યના પ્રતિબિંબનો ત્યાગ કરી બુદ્ધિરૂપી ગુફામાં રહેલા દ્રષ્ટારૂપ, અખંડ બોધરૂપ, સર્વને પ્રકાશનાર, કાર્યકારણથી ભિન્ન, અવિનાશી, વ્યાપક, સર્વમાં રહેલા, અત્યંત્ત સૂક્ષ્મ, અંદર અને બહાર એવા ભેદથી રહિત, અદ્વિતિય, પોતાના સ્વરૂપભૂત આત્માને તે યથાર્થ રીતે જાણે છે, ત્યારે તે પુરૂષ પાપથી રહિત, રજો-

ગુણુથી રહિત, મૃત્યુથી રહિત, શોકથી રહિત, આનંદઘન અને જ્ઞાની થાય છે. તે પોતે કોઇથી ભય પામતો નથી. પોતાના સ્વરૂપના જ્ઞાન વિના મુમુક્ષુને સંસાર બંધનમાંથી મુક્ત થવાનો બીજો માર્ગ નથી. હું બ્રહ્મથી અભિન્ન છું, એવું જ્ઞાન સંસારથી છુટવાનું સાધન છે. એ વડેજ વિવેકી પુરૂષો અદ્વિતિય અને આનંદરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. બ્રહ્મરૂપ થયલા વિદ્વાનનું સંસારમાં પાછું આવાગમન થતું નથી. તેથી બ્રહ્મથી પોતાના અભિન્નપણાનો સારી રીતે અનુભવ કરવો જોઇએ.

એ પ્રમાણે આત્મા ચૈતન્યરૂપ, જ્ઞાનસ્વરૂપ, આનંદરૂપ અને દેહાદિનો નિયંતા છે, એમ અનુભવ સિદ્ધ છે; તથા પોતાનું અને બીજાનું સ્થૂળ શરીર બહાર હાડકાં, સ્નાયુ, મજ્જા, માંસ, લોહી અને ચામડીથી યુક્ત છે, તથા

અંદર વિષ્ટા, મૂત્ર, અને શ્લેષ્મથી ભરેલું છે, એમ મૂઢ માણસ જાણે છે, છતાં તે સ્થૂળ શરીરમાં આત્માની બુદ્ધિ કરે છે એ મ્હોટા આશ્ચર્યની વાત છે. શરીર, સ્ત્રી, પુત્ર, મિત્ર, સેવક, ઘોડા અને બળદ પોતાના સુખના સાધન છે એમ માની મૂઢ મનુષ્યો તેમની સંભાળ લેવામાં અને તેમને પુષ્ટ બનાવવાના વિચારમાંજ પોતાનુ આયુષ વ્યતિત કરે છે, પણ એ સર્વે જે વડે જીવે છે, વ્યવહારમાં કુશળ થાય છે, અને સુંદર દેખાય છે, તે અંતર્યામિ, અવિનાશી અને પ્રાણના નિયંતા એવા આત્મા સંબંધી કંઇપણ વિચાર કરતા નથી એ કેવું આશ્ચર્ય છે! એ મૂઢ મનુષ્યોએ જાણવું જોઇએ કે આત્મા ઉપરના પ્રેમને લીધેજ દેહ, સ્ત્રી, પુત્ર, અને ધન આદિ પદાર્થો પ્રિય લાગે છે, તેથી આત્મા સર્વથી અધિક પ્રિય છે. આત્માથી

ભિન્ન પદાર્થો દુઃખદાયીજ છે, તેથી તેમને અધિક પ્રિય કેમ કહી શકાય? સંકટના સમયમાં પોતાના જીવની ખાતર મનુષ્ય સ્ત્રી, પુત્રાદિનો ત્યાગ કરે છે અને પરલોકના સુખને માટે પોતાના શરીરનો ત્યાગ કરે છે, માટે આત્માજ સર્વથી અધિક પ્રિય છે અને તેનીજ ઉપાસના કરવી જોઇએ. આત્મા સર્વદાજ પ્રિય રહે છે, પણ આત્માથી ભિન્ન પદાર્થો તેવા નથી. જે વિષયોથી જ્યાં સુધી સુખ થાય છે, ત્યાં સુધી તે પ્રિય છે, અને જ્યાં સુધી તે દુઃખ થાય છે ત્યાં સુધી તેઓ અપ્રિય છે. પ્રિય પદાર્થો કોઈ સમયે અપ્રિય થાય છે, અને અપ્રિય પદાર્થો કોઇ સમયે પ્રિય થાય છે; માટે એવા પદાર્થોમાં વિવેકી પુરૂષે આસક્તિ રાખવી નહિ.

શ્રેય અને પ્રેય એટલે આ લોકનું સુખ અને પરલોકનું સુખ એ કામ્ય અને આત્યં-

તિક એમ બે પ્રકારનું છે. કામ્યસુખ દુઃખનુંજ કારણ છે. તે ક્ષણમાત્રમાં બદલાઇ જાય એવું છે, અને તેની ઇચ્છા મૂર્ખ લોકોજ રાખે છે. આત્યંતિક સુખ તે બ્રહ્મજ છે. તે નિરતિશય સુખનું સ્થાન છે, અને બ્રહ્મવેત્તા પુરૂષો તેનોજ આશ્રય કરે છે.

---

## બ્રહ્મચિંતન.

બ્રહ્મસ્વરૂપ અથવા આત્મસ્વરૂપ યથાર્થ જાણ્યા પછી તેનું ચિંતન નિરંતર મુમુક્ષુએ કરવું જોઇએ. બ્રહ્મનિષ્ઠામાં એટલે બ્રહ્મમાં એકાગ્ર ચિત કરવામાં કદી પણ પ્રમાદ કરવો નહિ; કેમકે પ્રમાદ એજ મૃત્યુ છે, એમ બ્રહ્માના પુત્ર મહાત્મા સનત્કુમાર કહે છે. સ્વસ્વરૂપનું વિસ્મરણ એજ પ્રમાદ છે. જ્ઞાનીને એથી બીજો મ્હોટો અનર્થ નથી; કેમકે એથી મોહ, મોહથી

અહંકાર, અહંકારથી સંસારબંધન, અને તેથી ઘણાં દુઃખો થાય છે. આત્મસ્વરૂપની વિસ્મૃતિથી જ્ઞાનીને પણ અહંકારાદિ બુદ્ધિના દોષોવડે વિક્ષેપ ઉત્પન્ન થાય છે. જેમ જળ ઉપરની લીલ હાથેવતા ખસેડવામાં આવે તોપણ તે તરત પાછી જળ ઉપર આવી તેને ઢાંકી દે છે, તેમ એકવાર દૂર કરેલી અવિદ્યા પણ બહિર્મુખ થયલા જ્ઞાનીને આવરણ કરે છે. માટે આત્મસ્વરૂપનું વિસ્મરણ નહિ કરતાં નિત્ય સ્વરૂપાનુસંધાન રાખવું. રમવાનો દડો ગફલતથી હાથમાંથી છુટી દાદરના પગથીયા ઉપર પડે તો તે ગબડતો ગબડતો છેક નિચે જઇ પડે છે, તેમજ આત્મારૂપી લક્ષ્યમાંથી ચિત્ત જો ગફલતથી છુટું પડે, તો તે બહિર્મુખ થઇ વિષય ચિંતનની પરંપરામાં પડતું પડતું છેક અધોગતિને પામે.

વિષયોમાં પરોવાયલું ચિત્ત વિષયોના ગુણોનું ચિંતન કરે છે. ઘણીવાર તેવું ચિંતન કરવાથી

તે વિષયો પ્રાપ્ત કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે, અને પછી તે તરફ પુરૂષની પ્રવૃત્તિ થાય છે. એટલા માટે વિવેકી બ્રહ્મવેત્તાને આત્મસ્વરૂપના ચિંતનમાં પ્રમાદ એજ મૃત્યુરૂપ છે. એકાગ્રચિત્તથી સમાધિ કર્યાથી યથાર્થ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. માટે સાવધાન થઇ એકાગ્ર ચિત્તવાળા થવું જોઇએ. એ સંબંધમાં પ્રમાદ કર્યાથી આત્મજ્ઞાન નાશ પામે છે, અને પછી તે પુરૂષ વિષય ચિંતન અને વિષય સેવનમાં નિચે ઉતરી પડે છે. એ પ્રમાણે તેનો નાશ થાય ત્યાર પછીજ તે પાછો ઉંચે ચડી શકે છે. માટે સર્વ અનર્થનું કારણ જે વિષયનો સંકલ્પ છે, તેનો ત્યાગ કરવો જોઇએ. જેને જીવન્મુક્તિ પ્રાપ્ત થાય તેને વિદેહમુક્તિ મળે છે. યજુર્વેદની શ્રુતિ કહે છે, કે જેને ભેદ દૃષ્ટિ છે, તેને જન્મ મરણનો ભય રહે છે. જો

વિદ્વાન અનંત બ્રહ્મમાં કદાપી થોડો પણ ભેદ જુએ, તો પ્રમાદથી જે ભિન્નપણાવડે જોયું હોય તેજ તરત તેના ભયનો હેતુ થાય છે. સેંકડો શ્રુતિ, સ્મૃતિ અને યુક્તિઓથી નિષિદ્ધ કરેલા દશ્યમાં જે મનુષ્ય અહંબુદ્ધિ કરે, તે નિષિદ્ધ કર્મ કરનારના ઉપર ચોરની પેઠે દુઃખ ઉપર દુઃખ આવી પડે છે. સત્યના નિશ્ચયમાં પ્રીતિવાળો મનુષ્ય બંધનથી મુક્ત થઇ પોતાની મહત્તાને નિત્ય પ્રાપ્ત કરે છે, પણ મિથ્યા દશ્યના નિશ્ચયમાં પ્રીતિ રાખનારા મનુષ્યના જન્મ મરણનો ફેરો ટળતો નથી. મુમુક્ષુ પુરૂષે બંધના કારણરૂપ મિથ્યા પદાર્થનું અનુસંધાન મુકી દઇ હું પોતે બ્રહ્મ છું, એવી આત્મદષ્ટિ કરતા રહેવું. પોતાના અનુભવવડે બ્રહ્મમાં કરેલી સ્થિરતા અવશ્ય સુખ આપે છે, અને પ્રતીત થતાં અવિદ્યાના કાર્યરૂપ મહાદુઃખને દૂર કરે

છે. બાહ્ય વિષયોના ચિંતનનું ફળ દુર્વાસનાજ છે. તે તેથી અધિક અધિક વધતી જાય છે. વિવેકથી તે વાત જાણી મુમુક્ષે પુરૂષે બાહ્ય પદાર્થો ત્યાગ કરી નિત્ય સ્વરૂપાનુસંધાન કરવું જોઇએ. બાહ્ય વિષયોના ચિંતનનો નિરોધ કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે, તેવી શુદ્ધતાથી પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, અને તેવા દ્રઢ સાક્ષાત્કારથી સંસારરૂપી બંધનનો નાશ થાય છે. એટલા માટે બાહ્ય વિષયોના ચિંતનનો નિરોધ એજ મોક્ષનો માર્ગ છે. કયો વિદ્વાન મુમુક્ષુ, સત અસતને સમજનારો, શ્રુતિને પ્રમાણ માનનારો, પરમાર્થ સમજનારો, અને પોતાની અધોગતિના કારણરૂપ મિથ્યા વિષયોને જાણતો છતાં, બાળકની પેઠે તેમનું અવલંબન કરે? જાગ્રત અને સ્વપ્નની પેઠે દેહાદિમાં આસક્તિ અને મુક્તિ એ એના ધર્મ ભિન્ન ભિન્ન છે.

તેથી જેમ સ્વપ્નવાળાને જાગ્રત નથી અને જાગેલાને સ્વપ્ન નથી, તેમ દેહાદિમાં આસક્તિવાળાને મુક્તિ નથી, અને મુક્ત થયલાને દેહાદિમાં અભિમાન નથી. જે પુરૂષ અંદર અને બહાર, સ્થાવર અને જંગમમાં અધિષ્ટાનપણા વડે અંતઃકરણથી પોતાનું વ્યાપકપણું જાણી સર્વ ઉપાધિનો ત્યાગ કરી અખંડ અને પૂર્ણ-રૂપે રહે છે, તેજ મુક્ત છે એમ જાણવું.

સર્વાત્મભાવ એજ બંધનમાંથી મુક્ત થવાનું સાધન છે. એના વિના મોક્ષનો બીજો ઉપાય નથી. આત્મનિષ્ટાવડે દ્રસ્યનું અગ્રહણ સદા કરવાથી સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે. દેહને આત્મા માનનારાં, બાહ્ય વિષયના અનુભવમાં આસક્ત મનવાળાં, અને તેવા પદાર્થો પ્રાપ્ત કરવા માટે કર્મ કરનારાં મનુષ્યોને દ્રસ્યનું અગ્રહણ કેવી રીતે સંભવે? એનો ઉત્તર એ છે કે સર્વ ધર્મ,

કર્મ અને વિષયોનો ત્યાગ કરી નિત્ય બ્રહ્મનિષ્ઠામાં તત્પર થઈ અખંડ આનંદની ઇચ્છા રાખી તત્ત્વવેત્તાઓ પ્રયત્ન કરે તો દ્રશ્યના ગ્રહણનો અભાવ થઈ શકે છે.

મહાત્મા પુરૂષો પ્રારબ્ધકર્મનાં ફળ ભોગવતાં પોતાના શરીરને પુરૂષની છાયા પેઠે આભાસરૂપે જુએ છે, અને મુડદા પેઠે ફેંકી દીધેલા જેવું જાણી ફરી તેઓ તેનું સ્મરણ કરતા નથી. નિરંતર નિર્મળ, જ્ઞાનસ્વરૂપ, અને આનંદરૂપ આત્માનો અનુભવ કરીને આ જડ અને મેલરૂપ ઉપાધિ જે દેહ તેનું વિસ્મરણ કરવું. ફરી તેનું સ્મરણ કરવું નહિ, કેમકે વમન કરેલી વસ્તુનું સ્મરણ કર્યાથી નિંદાને પાત્ર થવાય છે. સત્ય સ્વરૂપ અને નિર્વિકલ્પ બ્રહ્મરૂપ અગ્નિમાં એ ઉપાધિને મૂળ સહિત બાળી નાખીને પછી ઉત્તમ જ્ઞાની પોતે નિત્ય, શુદ્ધ, જ્ઞાનરૂપે અને આનંદ-

રૂપે રહે છે. પ્રારબ્ધરૂપ દોરાથી ગુંથાયલું આ શરીર નાશ પામે અથવા રહે, તેની ચિંતા રાખ્યા વિના આનંદસ્વરૂપ બ્રહ્મમાં જેની વૃત્તિ લીન થયલી હોય, તેવા તત્વવેત્તા તે શરીર સામું ફરી જોતા નથી. અખંડ આનંદરૂપ આત્માને પોતાના સ્વરૂપે જાણ્યા પછી તત્વવેત્તા શાની ઇચ્છા કરે અને કોને માટે શરીરનું પોષણ કરે ?

વૈરાગ્યનું ફળ જ્ઞાન છે, જ્ઞાનનું ફળ ઉપરતિ એટલે ઇચ્છાની નિવૃત્તિ છે, અને ઉપરતિનું ફળ આત્માના આનંદના અનુભવથી થતી શાંતિ છે. જો શાંતિ ન થાય, તો ઉપરતિ નિષ્ફળ જાણવી, અને ઉપરતિ ન થાય, તો જ્ઞાન અને વૈરાગ્ય નિષ્ફળ જાણવાં. નિવૃત્તિ, અત્યંત તૃપ્તિ, અનુપમ આનંદ, અને સંસારના દુઃખોથી ઉદ્વેગ રહિતપણું, એ બ્રહ્મજ્ઞાનનું ફળ છે. ભ્રાંતિના સમયમાં જે અનેક પ્રકારના

નઠારાં કર્મો થયાં હોય, તેવાં કર્મો જ્ઞાન થયા પછી મનુષ્ય કદી કરે જ નહિ. જ્ઞાનનું ફળ તે મિથ્યા પદાર્થો સંબંધી નિવૃત્તિ છે, અને અજ્ઞાનનું ફળ તેવા પદાર્થો માટે પ્રવૃત્તિ છે. ઝાંઝવાના જળ આદિના દ્રષ્ટાંતમાં તે સ્પષ્ટ જોવામાં આવે છે. એમ ન હોય તો જ્ઞાનીને જ્ઞાનનું દેખીતું ફળ શું હોય? અજ્ઞાનથી ઉપજેલી હૃદયની ગ્રંથીનો સંપૂર્ણ નાશ થાય, તો પછી ઇચ્છા રહિત તત્વવેત્તાની પ્રવૃત્તિનું કારણ જડ વિષયો પોતાની મેળે થઈ શકે નહિ. ભોગ્ય પદાર્થમાં વાસના ઉત્પન્ન ન થાય, તે વૈરાગ્યની અવધિ છે, અહંતાનો ઉદય ન થાય, તે જ્ઞાનની પરાકાષ્ટા છે અને લીન થયલી વૃત્તિની ઉત્પત્તિ પાછી ન થાય, તે ઉપરામની હદ છે એમ સમજવું.

---

## અહંકારત્યાગ.

બ્રહ્મચિંતનમાં ઘણાં પ્રતિબંધો પુરૂષને નડે છે. તે સર્વનું મૂળ અજ્ઞાનનો પ્રથમ વિકાર અહંકાર છે. જ્યાં સુધી દુષ્ટ સ્વભાવવાળા અહંકારની સાથે પોતાનો સંબંધ હોય ત્યાં સુધી મુક્તિનો લેશ માત્ર પણ સંભવ નથી. મુક્તિની વાર્તા ન્યારી છે. અહંકારરૂપી ગ્રહણથી મુમુક્ષુ મુક્ત થાય છે, ત્યારે તે ચંદ્રના જેવો નિર્મળ, પૂર્ણ, સદા આનંદરૂપ, અને સ્વયં-પ્રકાશ થઇ સ્વસ્વરૂપને પ્રાપ્ત થાય છે. તમો ગુણથી અત્યંત મૂઢ થયલી બુદ્ધિથી ઉપજેલો જે અહંકાર શરીરમાં 'હું' એમ પ્રતીત થાય છે, તેનો સંપૂર્ણ વિનાશ થાય ત્યારે મુમુક્ષુને પ્રતિબંધ રહિત બ્રહ્માત્મભાવ પ્રાપ્ત થાય છે.

બ્રહ્માનંદરૂપી ધનનો એક મ્હોટો ભંડાર છે. પણ એક મહાબળવાન, ભયંકર, અહંકારરૂપ નાગ સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણરૂપી પોતાની ત્રણ પ્રચંડ ફેણોવડે તેને વીંટીને બેઠો છે, અને તેનું રક્ષણ કરે છે. જ્યારે કોઈ ધીર પુરૂષ શ્રુતિ સંમત વિજ્ઞાન નામની મ્હોટી તલવારવડે તે ત્રણ ફેણોને સારી રીતે કાપી નાખી એ નાગને નિર્મૂળ કરે છે, ત્યારે સુખકારક ભંડાર ભોગવવાને તે સમર્થ થાય છે. જ્યાં સુધી શરીરમાં કિંચિત પણ વિષરૂપી દોષનો વેગ હોય, ત્યાં સુધી મનુષ્યને સુખ થતુંજ નથી. તેજ પ્રમાણે યોગીને થોડો પણ અહંકાર હોય તો મુક્તિ માટે તે યોગ્ય થઈ શકતો નથી. અહંકારની અત્યંત નિવૃત્તિથી અહંકારથી થયેલા અનેક સંકલ્પ વિકલ્પના નાશથી, અને આત્મતત્વના વિવેકથી 'હું

બ્રહ્મ છું ' એવું તત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે. અહંકાર કર્તારૂપ, વિકારરૂપ, આત્માના પ્રતિબિંબવાળો અને સ્વસ્વરૂપને ઢાંકનારો છે. તેમાં હું છું એવી બુદ્ધિનો ઝટ ત્યાગ કરવો કેમકે જીવ જે સચ્ચિતાનંદ સ્વરૂપ છે, તેને અહંકારની ભ્રાંતીથીજ જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા અને ઘણાં દુ:ખોવાળો આ સંસાર પ્રાપ્ત થાય છે. જીવ જે સદા એકરૂપ, ચૈતન્યસ્વરૂપ, વ્યાપક, આનંદસ્વરૂપ, નિર્દોષ કીર્તિવાળો અને વિકાર રહિત છે, તેને અહંકારની સાથે એકતાની ભ્રાંતિવિના બીજી કોઈ રીતે સંસાર પ્રાપ્ત થતો નથી. એ કારણથી ભોજન કરનારના ગળામાં કાંટા જેવા જણાતા એ અહંકારરૂપ પોતાના શત્રુને વિજ્ઞાનરૂપી મ્હોટા ખડ્ગથી સારી રીતે કાપી નાખવામાં આવે, તો આત્માનંદરૂપી સામ્રાજ્ય સુખ ઇચ્છાનુંસાર સ્પષ્ટ

ભોગવી શકાય છે. એ પ્રમાણે અહંકારાદિ વૃત્તિનો સારી રીતે નાશ કરી, બ્રહ્મની પ્રાપ્તિથી વિષયેચ્છાનો ત્યાગ કરી, આત્માનંદના અનુભવથી સંકલ્પ વિકલ્પ રહિત થઇ, મૌન ધરી બ્રહ્મમાં પૂર્ણરૂપે દ્રઢ સ્થિતિ કરી રહેવું.

એ અહંકાર એવો બળવાન છે, કે તેનો એકવાર મૂળ સહિત નાશ કરવામાં આવ્યો હોય, તો પણ જો ફરી ક્ષણ માત્ર પણ તેનું ચિંતન કરવામાં આવે, તો તે પાછો સારી રીતે જીવતો થઇ, જેમ વર્ષાઋતુમાં તોફાની પવને આણેલો મેઘ ઘણું નુકસાન કરે છે, તેમ તે સેંકડો વિક્ષેપો ઉત્પન્ન કરે છે. અહંકારરૂપ શત્રુનો નાશ કર્યા પછી વિષયચિંતનવડે પાછા સજીવન થવાનો તેને કદી પણ અવકાશ આપવો નહિ; કેમકે જેમ સુકાઇ ગયલું લીંબુનું ઝાડ પાણી મળ્યાથી પાછું જીવતું થાય

છે, તેમ એવા અવકાશથીજ અહંકાર પાછો સજીવન થાય છે.

---

### વાસના ત્યાગ.

જેમ બ્રહ્મચિંતનમાં અહંકાર વિઘ્ન કર્તા છે, તેમ વાસના પણ પ્રતિબંધ કરે છે, તેથી તેનો પણ ત્યાગ કરવો આવશ્યક છે. બ્રહ્મને જાણ્યા છતાં પણ હું કર્તા છું, હું ભોક્તા છું, એવી અનાદિ, દ્રઢ અને બળવાન વાસના જે જીવના સંસારનું કારણ છે, તે બ્રહ્મજ્ઞાનીએ જ્ઞાનદ્રષ્ટિવડે પ્રયત્નથી દૂર કરવી જોઇએ; કેમકે વાસનાનો ક્ષય એજ મુક્તિ છે, એમ મુનિયો કહે છે. દેહ અને ઇંદ્રિયાદિ અનાત્મ પદાર્થોમાં હું અને મારૂં એવો જે ભાવ છે તે ભ્રાંતિ છે. તે ભ્રાંતિ વિવેકી મનુષ્યે આત્મ જ્ઞાનવડે દૂર કરવી જોઇએ. બુદ્ધિ અને બુદ્ધિની

વૃત્તિઓના સાક્ષી પોતાના પ્રત્યગાત્માનો સાક્ષાત્કાર કરીને તેજ હું છું, એવી સદ્વૃત્તિવડે અનાત્મ પદાર્થોમાંથી આત્મબુદ્ધિનો ત્યાગ થઈ શકે છે. લોકોને રાજી કરવા સારૂ તેમને અનુસરીને વર્તવું, દેહને શોભાવવાનાં કાર્યો કરવાં, અને શાસ્ત્રો વાંચવાં અથવા તેના પાઠ કરવો, એ સર્વ છોડી દઇને પોતાની ભ્રાંતિને દૂર કરવી એ અવશ્ય છે. લોકોમાં સારૂં કહેવડાવવાની વાસનાથી, ઘણા શાસ્ત્રો વાંચવાની વાસનાથી, અને શરીરની સારી સંભાળ રાખવાની વાસનાથી મનુષ્યને યથાર્થ જ્ઞાન થઇ શકતું નથી. સંસારરૂપી કેદખાનામાંથી છુટવાની ઇચ્છાવાળા મનુષ્યોને એ ત્રણ વાસનાઓ લોઢાની મજબુત પગમાં બેડીરૂપે છે, એમ જ્ઞાનીઓ કહે છે. જે પુરૂષ એ વાસનાઓથી છુટો થાય છે, તેજ મુક્તિને પામે છે. જળા-

દિના સંબંધથી ઉત્પન્ન થયલો, અને બહારના દુર્ગંધથી દબાઇ ગયલો અગરૂચંદનનો દિવ્ય સુગંધ, અગરૂને સારી રીતે ઘસવાથી બહારનો દુર્ગંધ દૂર થવાથી સારી રીતે જણાઇ આવે છે. તેમ અંતઃકરણમાં રહેલી અનંત અને દુષ્ટ વાસનારૂપી ધુળથી દબાઇ ગયલી પરમાત્માની વાસના, બુદ્ધિના અતિ સંઘર્ષણથી શુદ્ધ થઇ; ચંદનના સુગંધનીપેઠે સ્પષ્ટ જણાય છે. જડ પદાર્થોની વાસનાના સમૂહથી આત્માની વાસના ઢંકાઈ ગયલી છે, પણ આત્મામાં અંતઃકરણની નિરંતર સ્થિરતા કરવાથી તે સર્વ તૃષ્ણાઓનો નાશ થાય છે, અને આત્માનો અનુભવ યથાર્થ થાય છે. જેમ જેમ મન અંતરાત્મામાં સ્થિર થતું જાય છે, તેમ તેમ બહારની વાસના છુટતી જાય છે. એ પ્રમાણે સર્વ વાસનાઓનો સંપૂર્ણ નાશ થાય ત્યારે

કંઇ પણ પ્રતિબંધ રહિત આત્માનો સાક્ષાત્કાર થાય છે.

સ્વસ્વરૂપમાં સદા સ્થિતિ કરી રહેવાથી યોગીઓના મનનો નાશ થાય છે, અને વિષયવાસનાઓનો ક્ષય થાય છે. માટે એ રીતે પોતાની ભ્રાંતિ દૂર કરવી. રજોગુણ તથા સત્વગુણવડે તમોગુણ નાશ પામે છે, સત્વગુણવડે રજોગુણ નાશ પામે છે, અને શુધ્ધ સત્વગુણવડે મિશ્ર સત્વગુણ નાશ પામે છે; માટે સત્વગુણનો આશ્રય લઇને ભ્રાંતિ દૂર કરવી. પ્રારબ્ધ કર્મ શરીરનું પોષણ કરે છે, એવો નિશ્ચય કરી નિશ્ચળ થઇ ધીરજથી પ્રયત્ન કરી પોતાનો અધ્યાસ એટલે ભ્રાંતિ દૂર કરવી. હું જીવ નથી પણ પરબ્રહ્મ છું, એમ જડ પદાર્થના નિષેધ પૂર્વક વાસનાઓના વેગથી પ્રાપ્ત થયલી ભ્રાંતિ દૂર કરવી. શ્રુતિથી, યુક્તિથી, અને પોતાના

અનુભવથી પોતાનું સર્વાત્મપણું જાણીને આભાસથી કોઈ વેળા પ્રાપ્ત થયલી પોતાની ભ્રાંતિ દૂર કરવી. આત્મામાં ગ્રહણ અને ત્યાગનો અભાવ હોવાથી આત્મજ્ઞાનીને કંઇપણ ક્રિયા નથી. તેવા આત્મામાં નિત્ય એકનિષ્ટા રાખીને ભ્રાંતિ દૂર કરવી. 'તત્વમસિ', તે તું છે, એ આદિ વાક્યોના શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી ઉત્પન્ન થયલા બ્રહ્મ અને આત્માના એકપણાના જ્ઞાનથી બ્રહ્મમાં આત્મપણાની દ્રઢતા માટે પોતાની ભ્રાંતિને દૂર કરવી. આ દેહમાંથી હુંપણાનો સંપૂર્ણ લય થાય ત્યાં સુધી સાવધાનપણું રાખી એકાગ્ર ચિત્ત કરી પોતાની ભ્રાંતિને દૂર કરવી. જીવ અને જગતની સ્વપ્નના જેવી મિથ્યારૂપે પ્રતીતિ થાય ત્યાં સુધી નિરંતર પોતાની ભ્રાંતિ દૂર કરવી.

નિંદાને, લોકોની નિરૂપયોગી વાતચિતોને, શબ્દાદિ વિષયોને, અને આત્મસ્વરૂપની વિસ્મૃતિને, કોઇ વેળા પણ અવકાશ આપવો નહિ, અને અંતઃકરણમાં આત્માનુંજ ધ્યાન કરવું. આ શરીર જે માતા પિતાના લોહી અને વિર્યરૂપ મળથી ઉત્પન્ન થયલું અને વિષ્ટા તથા માંસથી ભરેલું છે, તેને ચાંડાળ સમાન ગણી તેમાંથી હુંપણું કહાડી નાખી બ્રહ્મસ્વરૂપ થઈ કૃતાર્થ થવું. જેમ ઘટાકાશનો મહાકાશમાં લય કરવામાં આવે છે, તેમ આત્માનો પરમાત્મામાં લય કરી અખંડ ભાવ પામી સર્વદા મૌન ધારણ કરવું. સદ્રૂપ આત્માવડે પોતે સ્વયંપ્રકાશ અને અધિષ્ઠાનરૂપ બ્રહ્મ થઇ પિંડ અને બ્રહ્માંડનો વિષ્ટાના વાસણની પેઠે ત્યાગ કરવો. દેહમાં આરૂઢ થયલી હુંપણાની બુધ્ધિને સચ્ચિતાનંદરૂપ પરમાત્મામાં સ્થાપન કરી લિંગ દેહનો ત્યાગ કરી સર્વદા કેળવરૂપે થવું.

જેમ દર્પણમાં પદાર્થનું પ્રતિબિંબ જણાય છે, તેમ જેમાં આ જગતરૂપ આભાસ જોવામાં આવે છે, તે પરબ્રહ્મ હું પોતે છું, એમ જાણવાથી કૃતાર્થ થઇ શકાય છે. પોતાનું સ્વરૂપ જે સત્યરૂપ, સર્વનું આદિ, ચૈતન્યરૂપ, અદ્વય, આનંદરૂપ, નિરાકાર અને ક્રિયારહિત છે, તેનો સાક્ષાત્કાર કરીને જેમ નટ લીધેલા વેશનો ત્યાગ કરે છે, તેમ આ મિથ્યા શરીરમાંના અભિમાનનો ત્યાગ કરવો. આ સર્વ દ્રશ્ય સર્વ પ્રકારે મિથ્યાજ છે, કેમકે સર્વમાં ક્ષણિકપણું જોવામાં આવે છે. જેને ક્ષણિક અહંભાવ છે, તેને "હું સર્વ જાણું છું," એવી પ્રતીતિ ક્યાંથી સિધ્ધ થાય? સુષુપ્તિમાં પણ સાક્ષીના અસ્તિત્વનો અનુભવ થાય છે, માટે હું શબ્દનો અર્થ અહંકારાદિનો નિરંતર સાક્ષી એવોજ થાય છે. શ્રુતિ પણ કહે છે, કે સાક્ષી અજન્મા અને

નિત્ય છે, પ્રત્યગાત્મા સત્ અને અસત્‌થી વિલક્ષણ છે. તે વિકાર પામનાર સર્વ પદાર્થોને જાણનાર, નિત્ય, અને અવિકારી છે. મનોરાજ્ય સ્વપ્ન, અને સુષુપ્તિમાં સત્ અને અસત્ એટલે દ્રશ્ય અને અહંકારનું મિથ્યાપણું વારંવાર સ્પષ્ટ અનુભવમાં આવે છે. એટલા માટે સ્થૂલ શરીરમાં અને બુદ્ધિથી કલ્પાયલા શરીરના અભિમાનમાં આત્મબુધ્ધિનો ત્યાગ કરવો, અને ત્રણે કાળમાં સત્ય અખંડ અને જ્ઞાન સ્વરૂપ પોતાના આત્માને ઓળખીને શાંતિ પામવી. કુળ, ગોત્ર, નામ, રૂપ અને આશ્રય, જેઓ શબરૂપ આ સ્થૂલ શરીરના આશ્રિત છે, તેમાના અભિમાનને તથા લિંગદેહના કર્તાપણા આદિના ધર્મોને ત્યજીને અખંડ સુખસ્વરૂપવાળા થવું.

દેહને આત્મા માનનારો મનુષ્યજ વિષયની ઈચ્છા કરે છે. તેથી વિલક્ષણ યથાર્થ જ્ઞાનવાળો

પુરૂષ તેની ઇચ્છા કદી કરેજ નહિ. એ કારણથી અહંકારરૂપ ભેદ બુદ્ધિની ઉત્પત્તિવડે વિષય ચિંતનમાં તત્પર થવું, એજ સંસારરૂપ બંધનનું કારણ છે. બીજના વૃક્ષાદિરૂપ કાર્યની ઘણી વૃદ્ધિ થવાથી બીજની વૃદ્ધિ સ્પષ્ટ જોવામાં આવે છે, અને તે કાર્યનો નાશ થવાથી બીજનો પણ નાશ થાય છે. માટે કાર્યનો નાશ કરવો જોઇએ. એજ પ્રમાણે વિષયોની વાસના વધવાથી સકામ કર્મની પ્રવૃતિ વધે છે, અને તેની પ્રવૃત્તિ વધવાથી સર્વ પ્રકારે વાસના વધે છે. એ પ્રમાણે પુરૂષનો સંસાર નિવૃત્ત થતો નથી. માટે મુમુક્ષુ પુરૂષે સંસાર બંધન તોડી નાખવા માટે તે બંનેને બાળી નાખવી જોઇએ. વિષય ચિંતન અને બહારની ક્રિયાથી વાસના વધે છે, અને અત્યંત વધેલી વાસના આત્માને સંસાર સાથે જોડે છે. માટે વિષય

ચિંતન, વિષયની પ્રાપ્તિ માટે ક્રિયા, અને વાસના એ ત્રણને નાશ કરવાનો ઉપાય સર્વ અવસ્થામાં સર્વદા કરવો જોઇએ. સર્વને સર્વ સ્થળે સર્વ પ્રકારે બ્રહ્મરૂપે જોવાથી બ્રહ્મભાવની વાસના દૃઢ થાય છે અને તે ત્રણેનો લય થાય છે. વિષય પ્રાપ્તિની ક્રિયાનો નાશ થવાથી વિષયચિંતનનો નાશ થાય છે, અને તેવા ચિંતનના નાશથી વાસનાનો ક્ષય થાય છે. વાસનાનો અત્યંત નાશ તેજ મોક્ષ છે, અને તેજ જીવન્મુક્તિ કહેવાય છે. જેમ રાત્રીનું ઘણું ઘોર અંધારૂં અરૂણના પ્રકાશથી વિના પ્રયત્ને નાશ પામે છે, તેમ બ્રહ્મભાવનાના વેગનો ઉદય થવાથી અહંકારાદિની વાસનાનો અત્યંત લય થઇ જાય છે. જેમ સૂર્યનો ઉદય થવાથી અંધારૂં અને અંધારાના કાર્યરૂપ અનેક અનર્થો જોવામાં આવતા નથી, તેમ અદ્વૈત

આનંદરસનો અનુભવ થાય ત્યારે બંધન અને તેથી થતાં દુઃખ લેશ માત્ર પણ રહેતાં નથી

આ મળમય સ્થૂલ દેહમાં અહંબુદ્ધિથી ઉત્પન્ન થયલી આશાનો ત્યાગ કરવો અને પછી વાયુના જેવા ચંચળ સૂક્ષ્મ શરીરમાંની આશાને પણ છોડી દેવી. ત્યાર પછી વેદે જેનો મહિમા ગાયલો છે અને જે નિત્ય તથા આનંદ રૂપ છે, તે પરબ્રહ્મ હું પોતે છું, એમ અનુભવ કરી બ્રહ્મરૂપે સ્થિર થવું. જ્યાં સુધી મનુષ્ય આ શબ જેવા શરીરને હુંપણાની બુદ્ધિથી સેવે છે, ત્યાંસુધી તે અપવિત્ર રહે છે, બીજાઓથી ક્લેશ પામે છે, અને જન્મ મરણ તથા વ્યાધીના સ્થાનરૂપ રહે છે. પણ જ્યારે તે શુદ્ધ, કલ્યાણસ્વરૂપ, અને અચળ આત્માને જાણે, ત્યારે તેઓથી તે છુટો થાય છે, એમ શ્રુતિ કહે છે,

વૈરાગ્ય બે પ્રકારનો કહેલો છે, દુઃખથી ઉપજેલો અને જ્ઞાનથી ઉપજેલો. તેમાં પહેલા પ્રકારનો વૈરાગ્ય ઘર, મિત્ર, પુત્ર અને ધનની તૃષ્ણાથી થયલા દુઃખના અનુભવથી થાય છે, અને બીજા પ્રકારનો વૈરાગ્ય જ્ઞાનના ઉપદેશથી થાય છે, અને તેથી ઘર, પુત્ર આદિ વિષયોમાં વમન કરેલા પદાર્થોના જેવી ત્યાગબુદ્ધિ થાય છે. તેજ પ્રમાણે સન્યાસ પણ બે પ્રકારનો છે. ઘર છોડી ચાલ્યા જવું તે સન્યાસ છે, અને શરીરમાંથી દેહાભિમાન નીકળી જવું તે પણ સન્યાસ છે.

ત્રણ લોકમાં સર્વ મનુષ્યો સુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. દુઃખને માટે કોઈપણ યત્ન કરતું નથી. દેહમાં હુંપણું અને પોતાના વિષયોમાં મારાપણું એ બે દુઃખના સ્થાન છે. એમ જાણ્યા છતાં મનુષ્ય નિરંતર શરીરમાં આત્મબુદ્ધિ રાખે

છે અને તેથી રોગ તથા દુઃખ અનુભવે છે, અને સ્ત્રી, પુત્ર તથા દ્રવ્યનો નાશ થાય, ત્યારે મ્હોટા દુઃખને પ્રાપ્ત થાય છે. પણ શત્રુનો નાશ થાય ત્યારે કંઇપણ દુઃખ થતું નથી. માટે અહંતા અને મમતા એ એજ દુઃખકર્તા છે, તેનો ત્યાગ કરવો જોઇએ.

જેમ કોઇ મુસાફર પોતાના ગામે જતાં માર્ગમાં કોઇને ત્યાં રાતવાસો રહે. ત્યાંથી બીજે દિવસે નીકળતાં તે ઘર છોડવાથી તેને કંઇપણ સુખદુઃખ લાગતું નથી. તેમ પોતાના ઘરમાં રહેતો વિવેકી ગૃહસ્થ પણ હુંપણના અને મારાપણાના અભિમાન રહિત થાય, તો તેને ઘર સંબંધીનું સુખદુઃખ ઝાઝું લાગતું નથી. તેનો એવો નિશ્ચય હોય છે કે દેહાદિ સર્વ વાદળાંની પેઠે જે આવનાર હશે તે અવશ્ય આવશેજ, અને જનાર હશે તે અવશ્ય જશેજ.

એમ જાણી યત્ન રહિત થઇ તે પોતાના ઘરમાંજ રહે છે.

જેમ સર્પ પોતાના બળથી પોતાની કાંચલીમાંથી બહાર નીકળી જાય છે, તેમ જે સન્યાસી વૈરાગ્યના બળથી પોતાના ઘરમાંથી નીકળી જાય, માર્ગમાં ઝાડોની છાયામાં થોડો સમય વિશ્રાંતિ લે, અને ઝાડપરથી તુટી પડેલાં ફળરૂપ ભિક્ષાની ઇચ્છા ભુખ મટાડવા માટે કરે, તે પરમાનંદરૂપ પોતાના સ્વરૂપમાં પ્રવેશ કરવા માટે દેહમાંથી પણ બહાર નીકળી ચુકયો છે, એટલે તેણે દેહાભિમાનનો પણ ત્યાગ કર્યો છે એમ જાણવું.

મનુષ્યને પ્રથમ કામ એટલે વિષય તૃષ્ણા થાય છે. તે વિષય પ્રાપ્ત કરવા તે પછી યત્ન કરે છે. તે વસ્તુની પ્રાપ્તિ ન થાય તો ક્રોધ ઉત્પન્ન થાય છે, અને તે પ્રાપ્ત થાય,

તો તેના સંરક્ષણ માટે લોભ થાય છે. કામ, ક્રોધ અને લોભ એ ત્રણ મનુષ્યોની અધોગતિનાં કારણ છે. માટે બુદ્ધિમાન પુરૂષે આત્માના અનુસંધાનથી એ ત્રણનો ત્યાગ કરવો જોઇએ.

---

## નિદિધ્યાસન-રાજયોગ.

મોક્ષની પ્રાપ્તિ માટે મુમુક્ષુઓએ નિદિધ્યાસન સદા અવશ્ય કરવું જોઇએ. માત્ર શ્રવણ મનનથીજ તે હેતુ પાર પડતો નથી. ઉત્તમ અધિકારી માટે તે બહુ અવશ્યનું નથી. પણ મધ્યમ અને મંદ અધિકારી માટે તો નિદિધ્યાસન અવશ્ય છે. નિદિધ્યાસન એટલે આત્મધ્યાન અથવા આત્માને આકારે અંતઃકરણની વૃત્તિઓને કરવી તે. સચ્ચિતાનંદરૂપ આત્માની પ્રાપ્તિ નિત્ય અભ્યાસ કર્યા વિના થતી નથી.

તેથી જીજ્ઞાસુએ મોક્ષની પ્રાપ્તિ માટે બ્રહ્મનું ધ્યાન લાંબા સમય સુધી કરવું જોઇએ.

નિદિધ્યાસનનાં પંદર અંગો છે. યમ, નિયમ, ત્યાગ, મૌન, દેશ, કાળ, આસન, મૂળબંધ, દેહની સમતા, દ્રષ્ટિની સ્થિરતા, પ્રાણનો નિરોધ એટલે પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, આત્માનું ધ્યાન, અને સમાધિ, એ ક્રમથી પંદર અંગો છે. આ સર્વ બ્રહ્મ છે એવા જ્ઞાનથી ઇંદ્રિયોના સમૂહને સારી રીતે રોકવો તે યમ કહેવાય છે. તેનો અભ્યાસ જીજ્ઞાસુએ વારંવાર કરવો. અંતઃકરણની વૃત્તિઓને બ્રહ્મને આકારે થવા દેવી, એટલે વૃત્તિનો સજાતીય પ્રવાહ ચાલવા દેવો, અને બ્રહ્મથી ભિન્ન પ્રાણી પદાર્થો તરફ વૃત્તિને વહેવા ન દેવી, એટલે વૃત્તિના વિજાતીય પ્રવાહનો તિરસ્કાર કરવો, તે પરમ આનંદ આપનારો નિયમ છે. ચૈતન્ય સ્વરૂપના ચિંત-

નથી જગત સ્વરૂપનો ત્યાગ કરવો તેજ મોક્ષ આપનારો ખરો ત્યાગ છે. વાણી જેને પ્રાપ્ત કર્યા સિવાય મન સહિત જેનાથી પાછી વળે છે, તે બ્રહ્મરૂપ મૌન છે, અને યોગીઓને જતે યોગ્ય છે. જીજ્ઞાસુએ તેજ મૌન સદા ધારણ કરવું. વાણી જેનું વર્ણન કરી શકતી નથી, તેનું નિરૂપણ કેમ કરી થઇ શકે? સંસાર મિથ્યા છે, તેથી તેનું નિરૂપણ પણ નકામું છે. એ પ્રમાણેનું મૌન તે જ્ઞાનીઓને સહજ છે. વાણી વડે મૌન તે તો અજ્ઞાનીઓ માટે છે, એમ બ્રહ્મવાદીઓ કહે છે.

દેશ—જેમાં આદિમાં, અંતમાં અને મધ્યમાં પ્રાણી પદાર્થો વિદ્યમાન નથી, અને જેનાવડે આ જગત સર્વદા વ્યાપ્ત છે, તે જનરહિત દેશ એટલે આત્મા છે.

કાળ–નિમેષથી માંડી બ્રહ્માદિ સર્વ ભૂતોની ગણનાથી અખંડાનંદરૂપ અને અદ્વય આત્માજ કાળ શબ્દવડે કહ્યો છે.

આસન–જેમાં નિરંતર બ્રહ્મચિંતન સુખપુર્વક થાય તેને આસન જાણવું. હઠયોગમાં કહેલાં બીજા આસનો સુખનો નાશ કરનારાં છે. જેનાથી સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, જે જગતનું અધિષ્ટાન છે, અવ્યય છે, જેમાં સર્વ સિધ્ધો પ્રવેશ પામેલા છે, તેજ બ્રહ્મસિધ્ધાસન કહેવાય છે.

મૂલબંધ–સર્વભૂતોનું જે કારણ છે, જેને માટે ચિત્તનો નિરોધ કરવામાં આવે છે, તેજ મૂલબંધ બ્રહ્મરૂપ છે, અને રાજયોગીઓને માટે તેજ સદા યોગ્ય છે.

દેહની સમતા–સમાન બ્રહ્મમાં વિષમતા લીન કરવી, તેજ અંગોનું સમાનપણું છે. સુકાં વૃક્ષોના જેવું સરળપણું તે સમાનપણું નથી.

દ્રષ્ટિની સ્થિરતા–દ્રષ્ટિને જ્ઞાનમયી એટલે બ્રહ્માકાર કરી જગતને બ્રહ્મસ્વરૂપે જોવું, એ પરમ ઉદાર વૃત્તિ તેજ દ્રષ્ટિની સ્થિરતા છે. નાકના છેડાનું અવલોકન કરવું, તે સ્થિર દ્રષ્ટિ નથી. દ્રષ્ટિ, દર્શન, અને દ્રશ્ય એ ત્રણનો જ્યાં લય થાય, ત્યાં એટલે બ્રહ્મમાંજ સ્થિર વૃત્તિ કરવી, તેજ દ્રષ્ટિની સ્થિરતા છે.

પ્રાણાયામ–ચિત્ત આદિ સર્વ પદાર્થોમાં બ્રહ્મપણાની ભાવનાથી સર્વ વૃત્તિઓનો નિરોધ કરવો તે પ્રાણાયામ કહેવાય છે. જગતનું મિથ્યાપણું જાણવું તે રેચક પ્રાણાયામ છે, અને હું બ્રહ્મ છું, એવી વૃત્તિ કરવી તે પૂરક પ્રાણાયામ કહેવાય છે. એવી વૃત્તિનું નિશ્ચયપણું તે કુંભક પ્રાણાયામ છે. એજ પ્રાણાયામ જ્ઞાનીઓ માટે છે. નાક દાબવું તે અજ્ઞાનીઓનો પ્રાણાયામ છે.

પ્રત્યાહાર—શબ્દાદિ વિષયોમાં આત્મસ્વરૂપનું અનુસંધાન કરી મનને ચૈતન્યમાં ડુબાડી દેવું તે પ્રત્યાહાર છે. મનુષ્યોએ તેનો વારંવાર અભ્યાસ કરવો જોઇએ.

ધારણા—જ્યાં જ્યાં મન જાય, ત્યાં ત્યાં બ્રહ્મના દર્શનથી મનને સ્થિર કરવું તે શ્રેષ્ઠ ધારણા છે.

ધ્યાન—હું બ્રહ્મ છું એવી સદ્‌વૃત્તિની જે વિષયરહિત પરમ આનંદ આપનારી સ્થિતિ તે ધ્યાન છે.

સમાધિ—નિર્વિકારપણાથી બ્રહ્માકારપણાવડે વૃત્તિનું જે વિસ્મરણ તે જ્ઞાન નામની વાસ્તવિક સમાધિ છે.

એ પ્રમાણે નિદિધ્યાસના અંગો છે. એ નિદિધ્યાસનથી સ્વાભાવિક આનંદ થાય છે. અનાયાસે બ્રહ્મનો સાક્ષાત્કાર તરત થાય, ત્યાં

સુધી નિદિધ્યાસનનો નિરંતર સારી રીતે મુમુક્ષુએ અભ્યાસ કરવો જોઇએ. તેમ કર્યાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. પછી બધાં સાધન રહિત થઇ તે પુરૂષ સિદ્ધયોગીરાજ થાય છે.

ઉપર પ્રમાણે સમાધિયોગ કરવામાં ઘણાં વિઘ્નો નડે છે. બ્રહ્મચિંતનરહિતપણું, આળસ, ભોગની ઇચ્છા, લય, અવિવેક, વિક્ષેપ, કષાય, અને રસાસ્વાદ એ સમાધિમાં વિઘ્નો છે. તે યોગીઓએ ધીરે ધીરે ત્યજવા જોઇએ. જેવી મનની ભાવના તે રૂપ થવાય છે. કોઇ પદાર્થની વૃત્તિ થવાથી તે રૂપતા, શૂન્યવૃત્તિથી જડતા, અને બ્રહ્માકાર વૃત્તિથી બ્રહ્મપણું થાય છે. માટે મુમુક્ષુએ બ્રહ્મભાવના કરવાનો અભ્યાસ કરવો જોઇએ.

એ પરમ પવિત્ર બ્રહ્મવૃત્તિનો જે મનુષ્ય ત્યાગ કરે છે, તે પશુની પેઠે વૃથા જીવન ગાળે

છે. પણ જેઓ એ વૃત્તિ જાણે છે અને જાણીને તેમાં વૃધ્ધિ કરતા રહે, તે સત્પુરૂષોને ધન્ય છે, અને ત્રણે લોકમાં તેઓ વંદન કરવા યોગ્ય છે. જેમની એવી વૃત્તિ સારી રીતે વૃધ્ધિ પામી પરિપક્વ થયલી છે, તેઓજ સત્ય બ્રહ્મપણાને પામેલા છે એમ જાણવું. જેઓ માત્ર શબ્દવાદી, બ્રહ્મની વાતો કરવામાંજ કુશળ, વૃત્તિહિન, અને અત્યંત રાગી છે, તેઓ પોતાના અજ્ઞાનથી વારંવાર જન્મ મરણના ફેરામાં અટવાયાં કરે છે, બ્રહ્માદિ, સનકાદિ, અને શુકાદિની પેઠે બ્રહ્મનિષ્ટ પુરૂષો અર્ધો નિમેષ પણ બ્રહ્મમયી વૃત્તિ વિના રહેતા નથી.

જેમના અંતઃકરણ રાગ દ્વેષાદિ દોષોથી રહિત થયાં હોય, તેમને માટેજ ઉપર પ્રમાણે રાજયોગ કહ્યો છે. એ એકલો રાજયોગ તેમને મુક્તિ આપનારો છે. પણ જેમના કષાય એટલે

રાગદ્વેષાદિ દોષો થોડા પણ રહ્યા હોય, તેમને એ રાજયોગ સાથે હઠયોગની પણ જરૂર છે.

---

## સમાધિ.

સમાધિના બે પ્રકાર છે, સવિકલ્પ અને નિર્વિકલ્પ. સવિકલ્પ તે ઉપર કરેલું નિદિધ્યાસન છે. તેમા જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રિપુટીનું ભાન રહે છે. પણ નિર્વિકલ્પ સમાધિમાં એ ત્રિપુટીનું ભાન રહેતું નથી. સવિકલ્પ સમાધિ સાધનરૂપ છે, અને તેનું ફળ તે નિર્વિકલ્પ સમાધિ છે, એટલે સવિકલ્પ સમાધિનો અભ્યાસ લાંબો કાળ થાય તો નિર્વિકલ્પ સમાધિ થાય છે.

સર્વાત્મભાવની સિદ્ધિ માટે નિર્વિકલ્પ સમાધિ અવશ્ય છે. જેઓ એ સમાધિમાં નિશ્ચય થયલા છે. તેમના સિવાય બીજા પંડિતોથી

મહા બળવાન અહંકારનો નાશ સહસા કરી શકાતો નથી, કેમકે વાસના અનંત જન્મોની લાગેલી હોય છે. નિર્વિકલ્પ સમાધિથી જ્યારે અદ્વૈત આત્મદર્શન થાય ત્યારે અજ્ઞાનથી થયલી હૃદયની ગાંઠનો સંપૂર્ણ લય થાય છે.

અદ્વય અને નિર્વિશેષ પરમાત્મામાં બુદ્ધિના દોષથી તું, હું, અને આ, એવી કલ્પનાઓ ઉત્પન્ન થાય છે. પણ સમાધિમાં તત્ત્વનો નિશ્ચય થવાથી તે સર્વ કલ્પનાઓ લય પામે છે. શાંત ચિત્તવાળો, ઇંદ્રિયોના નિગ્રહવાળો, અત્યંત ઉપકાર પામેલો, ક્ષમાવાન, અને સમાધિ કરતો મુમુક્ષુ પોતાના સર્વાત્મભાવનું નિત્ય ચિંતન કરે છે. તેથી તે અવિદ્યારૂપ અંધકારથી ઉત્પન્ન થયલા વિકલ્પો સારી રીતે બાળી નાખી નિષ્ક્રિય અને નિર્વિકલ્પ થઇ બ્રહ્માકાર બની સુખપૂર્વક રહે છે. જેઓ

પોતાની શ્રોત્રાદિ બાહ્ય ઇંદ્રિયોનો, ચિત્તનો અને અહંકારનો ચિદાત્મામાં અત્યંત લય કરીને એકાગ્રચિતવાળા થયા હોય, તેઓજ સંસાર બંધનથી મુક્ત થયા છે, એમ જાણવું. બ્રહ્મની પરોક્ષ વાર્તા કરનારા બીજાઓ મુક્ત થઇ શકતા નથી. ઉપાધિના ભેદને લીધેજ પોતે ભિન્ન સ્વરૂપે ભાસે છે, અને ઉપાધિ દૂર થવાથી પોતેજ શુદ્ધ સ્વરૂપે રહે છે. એટલા માટે વિદ્વાને ઉપાધિનો લય કરવા નિર્વિકલ્પ સમાધિમાં સદા સ્થિર રહેવું જોઇએ.

જેમ કીડો ભમરાનું ધ્યાન કરવાથી ભમરો થઈ જાય છે, તેમ એકનિષ્ઠાથી બ્રહ્મચિંતન કરનારો પુરૂષ બ્રહ્મભાવને પામે છે. કીડો બીજી બધી ક્રિયામાંથી પ્રીતિ ત્યજીને ભમરાનું ધ્યાન કરવાથી ભમરાના સ્વરૂપને પામે છે, તેમ યોગી એકનિષ્ઠાથી પરમાત્માના સ્વરૂપનું ધ્યાન કરવાથી તે સ્વરૂપને પામે છે.

પરમાત્માનું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ છે. સ્થૂળ દ્રષ્ટિથી તે જાણી શકાય એવું નથી. માટે સજ્જનોએ અત્યંત શુધ્ધ બુધ્ધિથી સમાધિ કરી બહુજ સૂક્ષ્મ વૃત્તિથી તે જાણવું જોઇએ. જેમ અગ્નિમાં તાવીને શુધ્ધ કરેલું સોનું મેલનો ત્યાગ કરી પોતાના ગુણને પ્રાપ્ત થાય છે, તેમ મન ધ્યાનથી સત્ત્વ, રજ, અને તમોગુણરૂપી મેલનો સારી રીતે ત્યાગ કરી બ્રહ્મ તત્વનો અનુભવ કરે છે. એ પ્રમાણે નિરંતર અભ્યાસથી મન શુધ્ધ થઈ બ્રહ્મમાં લય પામે, ત્યારે અદ્વૈત આનંદરૂપી અમૃતનો અનુભવ કરાવનારી નિર્વિકલ્પ સમાધિ પોતાની મેળેજ થાય છે. એ સમાધિથી સમસ્ત વાસનાની ગ્રંથિનો તથા સર્વ કર્મનો નાશ થાય છે, અને અંદર, બહાર, સર્વ તરફ, સર્વદા સ્વસ્વરૂપનું ભાન યત્ન વિના અનાયાસે થાય છે.

શ્રવણ કરતાં મનનનું ફળ સોગણું છે. મનન કરતાં નિદિધ્યાસનનું ફળ લાખગણું છે. પણ નિર્વિકલ્પ સમાધિનું ફળ તો અનંત છે. નિર્વિકલ્પ સમાધિથી બ્રહ્મતત્વનું સ્પષ્ટ જ્ઞાન નિશ્ચય થાય છે. મનની ગતિ ચંચળ હોવાથી બીજી રીતે તેમ થઇ શકતું નથી, પણ મિશ્રિત જ્ઞાન થાય. એટલા માટે મુમુક્ષુએ જિતેંદ્રિય અને શાંત મનવાળા થઇ અંતરાત્મામાં નિરંતર નિર્વિકલ્પ સમાધિ કરવી, અને અનાદિ અવિદ્યાએ કરેલા આવરણનો નાશ જીવ બ્રહ્મની એકતાના જ્ઞાનવડે કરવો.

વાણીનો નિરોધ, પરિગ્રહ અથવા મમતાનો ત્યાગ, આશારહિતપણું, ક્રિયારહિતપણું, અને નિત્ય એકાંતમાં રહેવાનો સ્વભાવ; એ સમાધિનાં પ્રથમ દ્વાર અથવા મુખ્ય સાધનો

છે. એકાંત સ્થળમાં રહેવાથી ઇંદ્રિયોનો ઉપરામ થાય છે; ઉપરામથી ચિત્તનો નિરોધ થાય છે; ચિત્તના નિરોધથી અહંકારની વાસનાનો લય થાય છે. અને તેમ થવાથી યોગીને સર્વદા અચળ બ્રહ્માનંદરૂપ અમૃતનો અનુભવ થાય છે. એ માટે મુમુક્ષુઓએ નિરંતર પ્રયત્નપૂર્વક ચિત્તનો નિરોધ કરવો જોઇએ. વાણીનો મનમાં લય કરવો; મનનો બુધ્ધિમાં નિરોધ કરવો; બુધ્ધિનો લય તેના સાક્ષીમાં કરવો; અને તેનો લય નિર્વિકલ્પ બ્રહ્મસ્વરૂપમાં કરવો. એમ કર્યાથી પરમ શાંતિ પ્રાપ્ત થાય છે. દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન, અને બુધ્ધ આદિ જે જે ઉપાધિઓ સાથે વૃત્તિનો સંબંધ થાય, તે તે આકારે યોગીઓની વૃત્તિ થાય છે. તે વૃત્તિની નિવૃત્તિથી યોગીને સર્વ ઉપરામતારૂપ યોગ્ય સુખ અને બ્રહ્માનંદરૂપી અમૃતનો અનુભવ પ્રાપ્ત થાય છે.

અંદરની વાસનાઓનો ત્યાગ અને બહારના શબ્દાદિ વિષયોનો ત્યાગ વૈરાગ્યવાળાથીજ થઇ શકે છે. વિરક્ત પુરૂષોજ મોક્ષની ઇચ્છાથી એવી અંદરની અને બહારની આસક્તિનો ત્યાગ કરે છે. બ્રહ્મની નિષ્ટાવાળો વિરક્તજ બહારના વિષયોનો અને અંદરના અહંકારાદિનો સંબંધ છોડી શકે છે.

મનને બ્રહ્મરૂપ લક્ષ્યમાં નિશ્ચળ સ્થાપન કરી, બાહ્ય ઇંદ્રિયોને પોતપોતાના ગોલકમાં સ્થિર કરી, દ્રઢ આસનવડે શરીર અચળ કરી, દેહના નિર્વાહની ચિંતા દૂર કરી, બ્રહ્મ અને આત્માની એકતા જાણી, તન્મય થઇ, અખંડ વૃત્તિથી બ્રહ્માનંદરૂપ અમૃતનું પાન પ્રસન્નતા પૂર્વક નિરંતર અંતઃકરણમાં કરવું. એ કરતાં બીજાં અન્ય સાધનોથી શું વિશેષ છે?

દુઃખના કારણરૂપ અને પાપરૂપ અનાત્મ પદાર્થોનું ચિંતન છોડી દઇ મુક્તિદાયક આનંદરૂપ આત્માનું ધ્યાન કરવું. એજ આત્મા સ્વયંપ્રકાશ, સર્વનો સાક્ષી અને જ્ઞાનના ભંડારરૂપ છે, અને નિરંતર પ્રકાશે છે. અસતથી વિલક્ષણ એવા આત્માને લક્ષ્યરૂપ કરી અખંડ આત્માકાર વૃત્તિથી અભેદભાવે તેનું ધ્યાન કરવું. અન્ય પદાર્થોની પ્રતીતિરહિત અવિચ્છિન્ન વૃત્તિવડે ધ્યાન કરી આત્માને સ્વસ્વરૂપે સ્પષ્ટ રીતે જાણવો. સ્વસ્વરૂપમાં આત્મપણાની દ્રઢ ભાવના કરી, અને અહંકારાદિમાં આત્મપણાની ભાવના છોડી દઇ, ફુટેલા ઘડાની પેઠે ઉદાસિન થઇ રહેવું. જ્ઞાનસ્વરૂપ સાક્ષી આત્મામાં શુધ્ધ અંતઃકરણનો પ્રવેશ કરી ધીરે ધીરે તેને સ્થિર કરી પોતાનોજ આત્મસ્વરૂપે અનુભવ કરવો. દેહ,

ઇંદ્રિય, પ્રાણ, મન અને અહંકારાદિ ઉપાધિઓ જેઓ પોતાના અજ્ઞાનથી કલ્પાયેલી છે, તેમનાથી છુટા પડેલા આત્માનો મહાકાશની પેઠે પૂર્ણ અને અખંડરૂપે અનુભવ કરવો. ઘડો, કળશ, કોઠી અને સોય, આદિ સેંકડો ઉપાધિઓને છોડી દેતાં એક આકાશજ રહે છે. તે વિવિધરૂપે રહેતું નથી. તેમજ અહંકારાદિ છોડી દેતાં એકજ શુદ્ધ પરમતત્વ રહે છે. બ્રહ્માથી માંડી શુંબડા સુધીની સઘળી ઉપાધિઓ મિથ્યાજ છે. માટે મુમુક્ષુએ પોતાના આત્માને પૂર્ણ અને એકરૂપે રહેલો જાણવો.

સમાધિમાં યોગી નિત્ય જ્ઞાનસ્વરૂપ, શુધ્ધ આનંદરૂપ, ઉપમારહિત, અપાર, નિત્ય મુક્ત, ક્રિયા રહિત, અવધિ રહિત, આકાશના જેવું, અવયવ રહિત, કલ્પના રહિત, પૂર્ણ, એવું જે

બ્રહ્મ તેનો પોતાના હૃદયમાં અનુભવ કરે છે. કારણ કાર્યભાવથી રહિત, કલ્પનામાં ન આવે એવા સ્વભાવવાળું, અખંડ સ્વરૂપ, નિરૂપમ, પ્રમાણના અવિષયરૂપ, વેદવચનથી સિધ્ધ, નિત્ય હું શબ્દથી પ્રસિધ્ધ, એવું જે પૂર્ણ બ્રહ્મ તેનો સાક્ષાત્કાર યોગીઓ સમાધિમાં પોતાના હૃદયમાં કરે છે. જરા રહિત, મરણ રહિત, સર્વ અભાવો જેમાં લીન થાય છે એવા સત્ય સ્વરૂપવાળું, નિશ્ચલ સમુદ્રના જેવું, નામ રહિત, ગુણોના વિકારોનો જેમાં અભાવ છે એવું, અનાદિ, શાંત અને એક, એવું જે પરબ્રહ્મ છે, તેનો સાક્ષાત્કાર યોગીઓ સમાધિમાં પોતાના હૃદયવિષે કરે છે. આત્મ સ્વરૂપમાં એકાગ્ર અંતઃકરણ કરી આત્માના અખંડ આનંદરૂપ વૈભવનો અનુભવ

કરવો, સંસારની વાસનાના સંબંધવાળા બંધને કાપી નાખવો, અને યત્નવડે પુરૂષપણાને સફળ કરવું. સર્વ ઉપાધિથી અત્યંત મુક્ત, સચ્ચિદાનંદરૂપ, અદ્વય અને હૃદયમાં ગ્હેલા આત્માનું ધ્યાન કરવું. એમ કર્યાથી સંસારની પ્રાપ્તિ થશે નહિ, પણ મુક્તિ થશે.

---

## જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ.

મુક્તિ બે પ્રકારની છે, જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ. મુમુક્ષુને પ્રથમ જીવન્મુક્તિ છે અને પછી વિદેહમુક્તિ થાય છે. સદ્દગુરૂની કૃપાથી મળેલા જ્ઞાનના ઉપદેશથી અને અભ્યાસથી તે પ્રાપ્ત થાય છે. એ અભ્યાસ શારીરિક અને માનસિક એમ બે પ્રકારનો છે. આસનાદિનો જે

અભ્યાસ તે શારીરિક છે અને પ્રપંચનો ઉપશમ તે માનસિક છે અને તેજ શ્રેષ્ટ જ્ઞાનયોગ છે.

હૃદયમાં જડ ઘાલી બેઠેલી સર્વ કામનાને જેણે જડમૂળથી ઉખેડી નાખી છે, દેહાભિમાનનો ત્યાગ કર્યો છે, મનની ચંચળતા છોડી આત્મામાં એકાગ્રતા કરી છે, અને જેણે ઘણાં પુણ્ય કર્મ કર્યાં છે, એવો આત્માનંદનો અનુભવ કરનારો જીવન્મુકત બ્રહ્મરંધ્રરૂપ ઉત્તમ સ્થાન પ્રાપ્ત કરે છે. એવો પુરૂષ આ સંસારમાંજ શોક, મોહાદિથી રહિત થઇ સર્વને આત્મારૂપે જોય છે, નિર્મળ બ્રહ્મને પ્રાપ્ત થાય છે, સર્વને જાણનાર અને સર્વ સિદ્ધિઓના સ્થાનરૂપ થાય છે. તે આ સ્થૂલ સૂક્ષ્મ આદિ શરીરનું વિસ્મરણ કરી સર્વ સંકલ્પરહિત થઇ, પુણ્ય અને પાપથી મુકત થઈ બ્રહ્મસ્વરૂપ તુરીય પદને પામે છે.

સર્વ પ્રકારની સંસારી કામના રહિત પણ નિરતિશય સુખને માટે આત્માની કામનાવાળો એ જીવનમુક્ત પુરૂષ તેની પ્રાપ્તિથી પૂર્ણકામ થઇ સપ્તમ ભૂમિકામાં એટલે છેલ્લી દશામાં રહે છે. એવા પુરૂષના દેહના અવસાન સમયે તેના પ્રાણ લોકાંતરમાં જતા નથી, પણ ક્રમથી ઉપરામ પામેલા પોતપોતાના કારણમાં લય પામે છે. એ સંબંધમાં શંકા થાય કે ત્યારે જીવ ક્યાં રહે છે? તેનું સમાધાન એ છે કે જેમ પાણીમાં મીઠાનો ગાંગરડો મળી જાય છે અને પછી મીઠું રહેતું નથી, તેમ બ્રહ્મમાં જીવ લય પામે છે, અને પછી અખંડ બ્રહ્મજ રહે છે. જેમ સમુદ્રનું જળ ઝામી જાય, ત્યારે તે સિંધવ અથવા મીઠું કહેવાય છે, પણ તેને પાછું સમુદ્રમાં નાખવામાં આવે, તો તે પોતાના નામ

રૂપનો ત્યાગ કરી સમુદ્રમાં લય પામે છે; તેમ જીવ પરમાત્મામાં લય પામે છે, ત્યારે તેનું ચિત્ત ચંદ્રમાં, વાણી અગ્નિમાં, નેત્ર સૂર્યમાં, લોહી અને વીર્ય જળમાં અને કાન દિશામાં લય પામે છે.

---

## જીવનમુક્ત અથવા સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ અને સ્થિતિ.

સદ્‌ગુરૂના ઉપદેશથી જે જ્ઞાની સમાધિ સુધી પહોંચ્યો છે, તેની સ્થિતિનું વિવેચન આ પ્રકરણમાં કરવામાં આવે છે. જેમ કીડો ભમરીના ધ્યાનથી ભમરીરૂપ થઇ જાય છે, તેમ જે આત્મજ્ઞાની પુરૂષ પોતાની દેહાદિ ઉપાધિ અને તેમના ધર્મો મિથ્યા છે એમ જાણે છે, અને સચ્ચિતાનંદરૂપ થાય છે,

તેજ જીવન્મુક્ત કહેવાય છે. તે મોહરૂપી સમુદ્રને તરી જઇને રાગદ્વેષાદિરૂપ રાક્ષસોને મારી નાખીને, શાંતિયુક્ત થઇને પોતાના આત્મામાં આનંદ પામી શોભે છે. એવા જીવન્મુક્ત જ્ઞાની બહારના અનિત્ય સુખની આસક્તિનો ત્યાગ કરી, પોતાના આત્માના સુખથી આનંદ માની, સ્વસ્થ થઇ ઘડામાં રહેલા દીવાનીપેઠે પોતાના અંતઃકરણમાંજ પ્રકાશે છે. ઉપાધિમાં રહેવા છતાં તેના ધર્મોથી તે જ્ઞાની આકાશનીપેઠે લેપાતો નથી, સર્વજ્ઞ છતાં મુંગાનીપેઠે રહે છે, અને આસક્તિ પામ્યા વિના વાયુનીપેઠે જગતમાં વિચારે છે.

જેમ નદીઓનું જળ સમુદ્રમાં ભળી જાય છે, ઉપાધિનો નાશ થવાથી ઘટાકાશ મહાકાશમાં મળી જાય છે, દીવાનું તેજ સૂર્યના તેજમાં

મળી જાય છે, તેમ જીવન્મુક્ત પુરૂષ પોતાના પ્રારબ્ધનો ક્ષય થવાથી દેહ, નામ, અને રૂપાદિનો ત્યાગ કરી બ્રહ્મમાં એકરસ થઇ જાય છે.

અનંત પુણ્યના ફળને ભોગવનારા સદા બ્રહ્મરૂપે રહેવાથી જેમની બાહ્ય વિષયોની વૃત્તિ નિવૃત્ત થઇ ગઈ છે એવા, બીજાઓએ અર્પણ કરેલા ભોગ્ય પદાર્થોને નિદ્રાળુ અને બાળકની પેઠે રાગદ્વેષ રહિત ભોગવનારા અને સ્વપ્નમાં જોયેલા પદાર્થોની પેઠે આ જગતને મિથ્યા સમજતા છતાં ક્વચિત કોઈ વિષયમાં પ્રવૃત્તિવાળા પુરૂષોને ધન્ય છે. એવા જીવન્મુક્ત પુરૂષોજ પૃથ્વી ઉપર માનને યોગ્ય છે.

જે યોગી બ્રહ્મમાંજ લીન થયલા અંતઃકરણવાળો નિર્વિકારી, સકામ કર્મોથી રહિત છે, અને સદા આનંદમાંજ રહે છે, તેજ સ્થિતપ્રજ્ઞ

અથવા જીવન્મુક્ત છે એમ જાણવું. ઉપાધિઓથી રહિત, બ્રહ્મ અને આત્માની એકતા જાણનારી અને સંશય વિપર્યય રહિત, બ્રહ્માકાર જે વૃત્તિ, તે પ્રજ્ઞા કહેવાય છે. જેની એ પ્રજ્ઞા સારી રીતે સ્થિર થઈ હોય, જેને નિરંતર આનંદ હોય, અને જે સંસારરૂપ પ્રપંચને ઘણું કરી ભૂલી ગયો હોય તે સ્થિતપ્રજ્ઞ અથવા જીવન્મુક્ત કહેવાય છે. બ્રહ્મમાં જેની બુદ્ધિ લીન થયા છતાં જે જાગે છે, પણ જાગૃતના ધર્મોથી રહિત છે, અને જેનું જ્ઞાન વાસના રહિત છે, તે જીવન્મુક્ત કહેવાય છે. જેની સંસાર સંબંધીની કલ્પનાઓ નિવૃત્ત થઇ હોય, જે કળાવાન છતાં તેવા અભિમાન રહિત વર્તતો હોય, જેનું ચિત્ત અત્યંત નિશ્ચિંત થયું હોય, તે જીવન્મુક્ત કહેવાય છે. છાયાનીપેઠે અનુસરનારો-

આ દેહ વિદ્યમાન છતાં પણ તેમાં અહંતા મમતાનો અભાવ હોય તે જીવન્મુક્તનું લક્ષણ છે. ગયલી વાતનું સ્મરણ ન કરવું, ભવિષ્યનો વિચાર ન કરવો, અને જે પ્રાપ્ત થયું હોય તેમાં ઉદાસીન રહેવું તે જીવન્મુક્તનાં લક્ષણ છે. ગુણદોષથી ભરેલા અને વિલક્ષણ સ્વભાવ-વાળા જગતના પ્રાણી પદાર્થોમાં સર્વત્ર સમાન દ્રષ્ટિ રાખવી તે જીવન્મુક્તનું લક્ષણ છે. બ્રહ્માનંદરૂપ અમૃતના સ્વાદમાં ચિત્ત આસક્ત થવાને લીધે અંદરના અને બહારના પદાર્થોનું ભાન ન રહેવું તે જીવન્મુક્તનું લક્ષણ છે. દેહ તથા ઇંદ્રિયોમાં અને કર્તવ્યમાં અહંતા મમતા ત્યજી રાગદ્વેષ વિના ઉદાસીનપણે જે રહે તે જીવન્મુક્તના લક્ષણવાળો છે એમ જાણવું. શ્રુતિના વિચારથી જેણે પોતાનું બ્રહ્મપણું

જાણેલું છે, અને જે સંસારના જન્મ મરણરૂપ બંધથી છુટેલો છે, તે જીવન્મુક્તના લક્ષણવાળો છે એમ જાણવું. જેને દેહ તથા ઇંદ્રિયોમાં હુંપણું અને બીજા પદાર્થોમાં આપાણું એવો ભાવ કદી થતો ન હોય, તે જીવન્મુક્ત કહેવાય છે. જે જીવ તથા બ્રહ્મના ભેદને તથા બ્રહ્મ અને જગતના ભેદને યથાર્થ જ્ઞાનવડે કદી પણ જાણતો ન હોય તે જીવન્મુક્ત કહેવાય છે. સજ્જનો સન્માન કરે કે દુર્જનો પિડા કરે, તોપણ તે બંનેમાં જેને સમભાવ રહે તેને જીવન્મુક્ત જાણવો. સમુદ્રમાં ઘણી નદીઓના પ્રવાહો મળે છે, તેમ બીજાઓએ પ્રેરેલા વિષયો પ્રાપ્ત થઇ બ્રહ્મસ્વરૂપે જેનામાં લીન થઈ જાય, પણ કંઇ વિકાર ઉત્પન્ન ન કરે તે યોગીને જીવન્મુક્ત જાણવો.

જેણે બ્રહ્મતત્ત્વ અનુભવ્યું છે, તેને પૂર્વના જેવો સંસાર રહેતો નથી; અને જો તેને સંસારના વિષયોમાં પહેલાંના જેવી આસક્તિ રહે, તો તેણે બ્રહ્મ સ્વરૂપ ઓળખ્યું નથી, પણ તે બાહ્ય દૃષ્ટિવાળો છે એમ જાણવું. પૂર્વની વાસના અથવા પ્રારબ્ધ કર્મના વેગથી જ્ઞાનીને સંસારના વિષયોમાં પ્રવૃત્તિ રહે છે, એવી શંકા કરવી નહિ, કેમકે જીવ બ્રહ્મની એકતાના જ્ઞાનથી વાસના મંદ થઈ જાય છે. જેમ અંત્યંત કામીપુરૂષની વૃત્તિ પોતાની માતામાં કુંઠિત થઇ જાય છે, તેમ પૂર્ણાનંદરૂપ બ્રહ્મનો અનુભવ થવાથી જ્ઞાનીની વૃત્તિ પણ સંસારી વિષયોમાં કુંઠિત થઇ જાય છે. જીવન્મુક્તને ભોજનાદિ બાહ્ય વ્યવહારનું જ્ઞાન જોવામાં આવે છે, તે તેના પ્રારબ્ધનું ફળ છે

એમ શ્રુતિ કહે છે. જ્યાં સુધી સુખાદિનો અનુભવ થાય છે, ત્યાં સુધી પ્રારબ્ધ છે, એમ માનવામાં આવે છે; કેમકે ફળનો ઉદય પૂર્વ કર્મથીજ થાય છે. કર્મ વિના ફળ કદી પણ નીપજતું નથી.

જેમ જાગ્રતથી સ્વપ્નનાં કર્મો નાશ પામે છે, તેમ હું બ્રહ્મ છું એવા જ્ઞાનથી કરોડો કલ્પના સંચિત કર્મો નાશ પામે છે. જેમ સ્વપ્નના સમયમાં જે પુણ્ય અથવા ભયંકર પાપ કર્યું હોય તેથી સ્વપ્નમાંથી જાગેલાને સ્વર્ગ કે નર્ક પ્રાપ્ત થઇ શકતું નથી, તેમ આત્માને આકાશની પેઠે અસંગ અને ઉદાસીન જાણ્યા પછી જીવન્મુક્તને ભાવી કર્મો જરા પણ સ્પર્શ કરી શકતાં નથી. જેમ ઘટને આકાશનો યોગ થવાથી ઘટમાંની મદિરાનો

ગંધ આકાશને લાગતો નથી, તેમ આત્માને ઉપાધિનો સંબંધ થયા છતાં, ઉપાધિના ધર્મોથી આત્મા લેપાતો નથી. નિશાનને ઉદ્દેશીને છોડેલા બાણુની પેઠે જ્ઞાન થયા પહેલાં આરંભ થઈ ચુકેલું પ્રારબ્ધ કર્મ જ્ઞાન થયા છતાં પણ પોતાનું ફળ આપ્યા વિના નાશ પામતું નથી. ગાયને વાઘ સમજી છોડેલું બાણુ પાછળથી ગાય છે, એમ જાણુવામાં આવે, તો પણ અટકતું નથી, પણ પુરા વેગવાળું હોવાથી નિશાનને કાપી નાંખે છે. જ્ઞાનીઓનું પ્રારબ્ધ વધારે બળવાન હોય છે, તેનો ભોગથીજ નાશ થાય છે. તેમનાં પૂર્વનાં સંચિત કર્મો તથા ક્રિયમાણુ કર્મો યથાર્થ જ્ઞાનરૂપી અગ્નિથી નાશ પામે છે. પણુ જેઓ બ્રહ્મ અને આત્માની એકતાનો અનુભવ કરી સર્વદા બ્રહ્મમય થઇ

રહ્યા છે, તેમને સંચિત, પ્રારબ્ધ, કે ક્રિયમાણ, એ ત્રણે કર્મો કદી પણ હોતાં નથી, કેમકે તેઓ નિર્ગુણ બ્રહ્મરૂપ છે. અહંકારાદિરૂપ ઉપાધિ સાથેના એકપણાની ભ્રાંતિથી રહિત કેવળ બ્રહ્મરૂપેજ રહેનારા જીવન્મુક્તનું પ્રારબ્ધ અવશેષ રહે છે, એમ કહેવું યોગ્ય નથી. સ્વપ્નમાંથી જાગેલા માણસને સ્વપ્નના પદાર્થો સાથે સંબંધ રહે છે, એમ કહી શકાય નહિ. સ્વપ્નમાં પ્રતીત થયલા શરીરમાં કે શરીરના ઉપયોગી સાધનોમાં તે અહંતા, મમતા અથવા ઇદંતા એટલે આપણું કરતો નથી, પણ પોતે જાગૃતનાજ વ્યવહાર કરે છે. તેને સ્વપ્નના મિથ્યા પદાર્થોની ઇચ્છા હોતી નથી, અને તેવા પદાર્થોનો સંગ્રહ થયલો પણ જોવામાં આવતો નથી. જો તેવા મિથ્યા પદાર્થો સંબંધી

તેની પ્રવૃત્તિ થાય, તો તે જાગ્રત થયો નથી, પણ સ્વપ્નમાંજ છે એમ જાણવું. તેજ પ્રમાણે જ્ઞાની બ્રહ્મરૂપે રહે છે. તે બીજું કંઈ પણ જાણતો નથી. જેમ જાગેલા માણસને સ્વપ્નમાં જોયલા પદાર્થોનું સ્મરણ રહે છે, તેમ જ્ઞાનીને ભોજન તથા મલત્યાગાદિ વ્યવહારનું સ્મરણ રહે છે.

. કર્મથી દેહ નિર્માણ થાય છે, તેથી પ્રારબ્ધ દેહનું છે, એમ કલ્પના કરી શકાય, પણ આત્મા કર્મોથી નિર્માણ થયો નથી, તેથી અનાદિ આત્માનું પ્રારબ્ધ છે, એમ કહેવું યોગ્ય નથી. શ્રુતિ સત્ય કહે છે, કે આત્મા જન્મરહિત, નિત્ય, અને સાશ્વત છે. તેથી તે આત્મારૂપે રહેનારા જીવન્મુક્તના પ્રારબ્ધની કલ્પના કેમ થઇ શકે ? જો દેહરૂપે સ્થિતિ હોય

તો જ્ઞાનીને પ્રારબ્ધ સિદ્ધ થાય. પણ તેને દેહમાં આત્મભાવ હોતો નથી, માટે તેના સંબંધમાં પ્રારબ્ધ છોડી દેવું. સ્થૂલ શરીરનું પ્રારબ્ધ છે, એવી કલ્પના પણ ભ્રાંતિજ છે, કેમકે અધ્યસ્ત પદાર્થની સત્યતા ક્યાંથી હોય? અને અસત્યનો જન્મ ક્યાંથી હોય? નહિ જન્મેલાનો નાશ ક્યાંથી અને મિથ્યા પદાર્થનું પ્રારબ્ધ ક્યાંથી હોય? જ્ઞાનથી અજ્ઞાનના કાર્યનો મૂળ સહિત નાશ થતો હોય, તો પછી આ દેહ શી રીતે રહી શકે, એવી શંકાવાળા જડ મનુષ્યોનું સમાધાન કરવા માટે બાહ્ય દૃષ્ટિથી શ્રુતિ કહે છે, કે પ્રારબ્ધ છે, પણ જ્ઞાનીના શરીરાદિનું સત્યપણું જણાવવાનો શ્રુતિનો હેતુ નથી.

જેમણે વિષયોની ઇચ્છા અને ભોગનો અત્યંત ત્યાગ કર્યો છે, જેઓ શાંત,

જીતેંદ્રિય, અને આત્માનું એકાગ્ર ચિત્તે ધ્યાન કરનારા છે, એવા મહાત્માઓ પરમ તત્વનો અનુભવ કરીને અંતે આત્માના સંબંધથી શ્રેષ્ટ નિવૃતિસુખ પામે છે. પરમતત્વરૂપ અને આનંદઘન આત્માના સ્વરૂપનો વિચાર કરી અને મને કલ્પેલી ભ્રાંતિનો નાશ કરી આત્મસાક્ષાત્કાર કરવો. એમ કર્યાથીજ મુક્ત અને કૃતાર્થ થવાય છે. અતિ દ્રઢ એકાગ્રતારૂપ સમાધિવડે સંશય રહિત થઈ જ્ઞાન ચક્ષુથી આત્મતત્વનું અવલોકન કરવું. સાંભળેલી વાત સંષય રહિત સારી રીતે અનુભવી હોય તો પછી તે સંબંધી ફરી કંઇ સંશય કે વિકલ્પ રહેતો નથી. પોતાના અવિદ્યારૂપ બંધના સંબંધની નિવૃત્તિથી સચ્ચિતાનંદરૂપ આત્માની પ્રાપ્તિમાં શાસ્ત્ર,

યુક્તિ, ગુરૂનો ઉપદેશ અને અંતઃકરણમાં સિદ્ધ થયલો પોતાનો અનુભવ પ્રમાણરૂપે છે. બંધ, મોક્ષ, તૃપ્તિ, ચિંતા, આરોગ્ય, ભુખ, તરસ, આદિ પોતાનાજ અનુભવથી જાણી શકાય છે. બીજાઓને તે સંબંધી જે જ્ઞાન થાય, તે માત્ર અનુમાનથી ઉપજેલું જાણવું. શ્રાતની પેડે ગુરૂઓ પણ તટસ્થ રહીને ઉપદેશ કરે છે; માટે વિદ્વાન પુરૂષે ઇશ્વરના અનુગ્રહવાળી પોતાની બુદ્ધિવડે જ ભવસાગરને તરીને પાર જવું જોઇએ. પોતાના અનુભવથીજ પોતે પોતાના અખંડિત આત્માનો સાક્ષાત્કાર કરી સંકલ્પ રહિત અને સિધ્ધ થઇ આત્મામાં સ્થિાત કરવી. વેદાંત સિધ્ધાંત એટલોજ છે, કે જીવ અને સઘળું જગત બ્રહ્મ જ છે, અને બ્રહ્મરૂપે સ્થિતિ થવી એજ મોક્ષ છે. બ્રહ્મના અદ્વિતિયપણામાં શ્રુતિઓનું પ્રમાણ છે.

ઉપર પ્રમાણેના ગુરૂના ઉપદેશથી, શ્રુતિના પ્રમાણથી, અને પોતાની યુકિતથી બ્રહ્મતત્વને જાણીને ઇંદ્રિયજીત, અને શાંતચિતવાળો શિષ્ય એકાંત સ્થળમાં નિર્વિકલ્પ સમાધિ કરી રહે, અને થોડો સમય સમાધિમાં રહી તે ઉઠે, ત્યારે સમાધિ સંબંધી તેને પુછવામાં આવે તો તે નિચે પ્રમાણે પોતાનો અનુભવ જ-ણાવી શકે.

---

## સમાધિ સમયની સ્થિતિ.

જીવ અને બ્રહ્મની એકતાનો અનુભવ થવાથી મારી બુધ્ધિ બ્રહ્મમાં લીન થઇ ગઇ હતી; પ્રવૃતિ નાશ પામી હતી, હું દ્રશ્યને જાણુતો ન હતો; અદ્રશ્યને પણ જાણુતો ન હતો અને સમાધિનું સુખ કેવું

અને કેટલું છે, તે પણ તે અપાર હોવાથી કહી શકાય એમ નથી. બ્રહ્માનંદરૂપી અમૃતના પૂરથી ભરેલા પરબ્રહ્મરૂપી મહાસાગરનો મહિમા વાણીથી કહેવો અને મનથી ધારવો અશક્ય છે. જેમ સમુદ્રમાં પડતાં વરસાદનાં કરાં સમુદ્રમાં અત્યંત લીન થઇ જાય છે, તેમ બ્રહ્મરૂપી સમુદ્રના અંશરૂપી જે ઇશ્વર તેના અંશરૂપી સૂત્રાત્માના અંશરૂપી હૃદયાકાશમાં મારૂં મન અત્યંત લીન થયું હતું. તે હમણા આનંદથી પરીતૃપ્ત છે. આ જગત જે હમણા હું જોઉં છું, તે સમાધિવેળા કયાં ગયું હતું? તેને કોણ લઇ ગયું હતું? અને તે કયાં લય પામ્યું હતું? એ મહાન આશ્ચર્ય છે. અખંડ આનંદરૂપી અમૃતથી ભરેલા બ્રહ્મરૂપ મહાસાગરમાં શું છોડી દેવું અને શું ગ્રહણ કરવું?

તેમ તેમાં અનુકૂળ શું અને પ્રતિકૂળ શું હોય? એ સ્થિતિમાં હું કાંઇ પણ જોતો નથી, સાંભળતો નથી, અને જાણતો નથી. હું તો સદા આનંદરૂપ પોતાના આત્માવડેજ સર્વથી વિલક્ષણ છું.

જેમની કૃપારૂપી ચંદ્રમાની ચાંદની પડવાથી સંસારના તાપથી થયલો મારો ખેદ મટયો છે, અને અખંડ એશ્વર્યવાળા, આનંદરૂપ અને અવિનાશી આત્મપદને હું તરત પ્રાપ્ત થયો છું, તે મારા ગુરૂ જેઓ મહાત્મા છે, આસક્તિથી રહિત છે, ઉત્તમ સજ્જન છે, અને દયાના સમુદ્ર છે, તેમને હું વારંવાર પ્રણામ કરૂં છું. હે ગુરૂ મહારાજ, આપના અનુગ્રહથી હું ધન્ય છું, કૃતાર્થ થયો છું, સંસારરૂપી મગરથી મુક્ત થયો છું, સદા આનંદ સ્વરૂપ અને પૂર્ણ થયો છું.

હું અસંગ છું, સ્થૂળ સૂક્ષ્મ શરીરથી રહિત છું, અવિનાશી, શાંત, અનંત, નિર્મળ અને સનાતન છું. હું અકર્તા, અભોક્તા, નિર્વિકાર, નિષ્ક્રિય, શુધ્ધજ્ઞાનસ્વરૂપ અને મંગળરૂપ છું. જોનારથી, સાંભળનારથી, બોલનારથી, કરનારથી અને ભોગવનારથી હું અત્યંત ભિન્ન છું. હું નિત્ય. નિરંતર, અવધિ રહિત, પૂર્ણ બોધ રૂપ છું. હું આ દૃસ્ય નથી અને તે અદ્રસ્ય પણ નથી, પણ બંનેને પ્રકાશનાર, શ્રેષ્ટ, શુધ્ધ, બહાર અને અંદરની કલ્પનાથી રહિત, અદ્વિતિય બ્રહ્મજ છું. ઉપમા રહિત, આત્મતત્ત્વ રૂપ, તું, હું. આ, અને તે એ કલ્પનાથી રહિત, આનંદરૂપ, એકરસ, સત્ય, અને અદ્વિતિય રૂપ જે બ્રહ્મ છે, તેજ હું છું. હું નારાયણ છું, શ્રી કૃષ્ણ છું, સદાશિવ છું, ઇશ્વર છું, અખંડ

બોધ રૂપ છું, સર્વનો પ્રકાશક, નિયંતા રહિત, અહંકાર રહિત તથા મમતા રહિત છું. સર્વ પ્રાણીનો આશ્રય થઈ જ્ઞાનરૂપે, અંદર અને બહાર, સર્વમાં હુંજ રહેલો છું. ભોક્તા, ભોગ્ય અને પૂર્વે જે આ છે, એમ ભિન્ન જોયું હતું, તે સઘળું હું પોતેજ છું. હું અખંડ સુખના સમુદ્રરૂપ છું, તેમાં માયારૂપ પવનના વેગથી જગતરૂપ મોજાં બહુ પ્રકારના ઉપ્તન્ન થાય છે, અને નાશ પામે છે. જેમ નિરવયવ, અને કલ્પના રહિત કાળમાં કલ્પ, વર્ષ, અયન, અને ઋતુ આદિ કલ્પાલયલાં છે, તેમ મારામાં પણ અજ્ઞાની મનુષ્યોએ ભ્રાંતિથી સ્થૂળાદિ પદાર્થો આરોપેલા છે. જેમ ઝાંઝવાના જળનો મ્હોટો પ્રવાહ ખારી જમીનના કોઇ ભાગને ભિંજવી શકતો નથી, તેમ અત્યંત દોષથી દુષિત થયલા મૂઢ

મનુષ્યોએ જે કલ્પેલું છે, તે પોતાના આશ્રયરૂપ અધિષ્ઠાનને કદીપણ દુષિત કરી શકતું નથી. હું આકાશની પેઠે નિર્લેપ છું; સૂર્યની પેઠે પ્રકાશ્યથી ન્યારો છું; પર્વતની પેઠે અત્યંત નિશ્ચલ છું; અને સમુદ્રની પેઠે અપાર છું. જેમ આકાશને વાદળાં સાથે સંબંધ નથી, તેમ મને દેહ સાથે સંબંધ નથી. એમ હોવાથી જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ધર્મો મારા ક્યાંથી હોય?

સૂક્ષ્મ શરીર રૂપ ઉપાધિજ આવે છે અને જાય છે; તેજ શુભાશુભ કર્મો કરે છે, તેનાં ફળ ભોગવે છે, અને તેજ વૃદ્ધ થઇને મરે છે. હું તો સદા મ્હોટા પર્વતની પેઠે નિશ્ચલ રહેનારો છું, હું સદા એકરૂપ, અને અવયવ રહિત છું. મારી કંઇ પ્રવૃત્તિ નથી, તેમ નિવૃત્તિ પણ નથી. જે એકરૂપ, એક

રસ, ભેદ રહિત, અને આકાશની પેઠે વ્યાપક હોય તે કેવી રીતે ક્રિયા કરી શકે? હું ઇંદ્રિયોથી રહિત, અંતઃકરણથી રહિત, નિર્વિકાર, નિરાકાર અને અખંડ સુખના અનુભવ રૂપ છું. તેથી પુણ્ય અને પાપ મારાં ક્યાંથી હોઈ શકે? એમ શ્રુતિપણ કહે છે. ટાઢી, ઉની, સારી અથવા માઠી કોઇ વસ્તુ પુરૂષની છાયાને અડકે, તેથી છાયાથી વિલક્ષણ સ્વભાવવાળા પુરૂષને જરાપણ સ્પર્શ થઇ શકતો નથી. જેમ ઘરના ધર્મો ઘરને પ્રકાશનાર દીવાને સ્પર્શ કરી શકતા નથી, તેમ વિલક્ષણ, નિર્વિકાર અને ઉદાસીન સાક્ષીને સાક્ષ્ય પદાર્થના ધર્મો સ્પર્શ કરી શકતા નથી. જેમ કર્મમાં સૂર્યનો સાક્ષી ભાવ છે, અગ્નિનું દાહ કરવાપણું છે, અને દોરડીનો સંબંધ કલ્પિત સર્પાદિ સાથે છે, તેવો સંબંધ; હું જે

નિર્વિકારી, ચૈતન્ય સ્વરૂપ છું, તેનો શરીર સાથે છે. હું કર્તા કે કરાવનાર નથી, ભોક્તા કે ભોગવાવનાર નથી, અને જોનાર કે દેખાડનાર પણ નથી. હું તો મન વાણીથી અવર્ણનિય, અને સ્વયંપ્રકાશ આત્મા છું. જળરૂપ ઉપાધિ હાલવાથી માહેના સૂર્યનું પ્રતિબિંબ હાલતું જણાય છે, તે ઉપરથી મૂઢ બુધ્ધિવાળા મનુષ્યો માને છે, કે સૂર્ય ચલાયમાન થાય છે; તેમ સૂર્ય પ્રમાણે અક્રિય આત્માનો હું કર્તા છું, હું ભોક્તા છું, અરે, હું હણાયો છું એમ તેઓ માને છે. જેમ ઘડાના ધર્મોથી તેની અંદરનું આકાશ લેપાતું નથી, તેમ આ જડ શરીર જળમાં કે સ્થળમાં ભલે આળોટે. તેના ધર્મોથી હું લેપાતો નથી. કર્તાપણું, ભોક્તાપણું, દુર્જનપણું, ગાંડાપણું, જડપણું, વૃદ્ધપણું અને

મુક્તપણું, આદિ બુદ્ધિની કલ્પનાઓ છે. તે અસંગ, અદ્વય, પરબ્રહ્મરૂપ આત્મામાં વાસ્તવિક રીતે નથીજ. જેમ વાદળ આકાશને કદી પણ સ્પર્શ કરી શકતું નથી, તેમ પ્રકૃતિના વિકારો દશ, સેંકડો કે હજારો હોય, તેથી હું અસંગ ચૈતન્યરૂપ છું, તેને શું થાય?

આકાશથી માડી સ્થૂલ શરીર પર્યંત આ જગત જેમાં આભાસરૂપે પ્રતીત થાય છે, જે આકાશના જેવું, સૂક્ષ્મ, આદિ અંતરહિત, અને અદ્વૈત બ્રહ્મ છે, તેજ હું છું. સર્વના આધારરૂપ, સર્વના પ્રકાશક, અપરિચ્છિન્ન, સર્વ વ્યાપક, સર્વથી રહિત, નિત્ય, શુદ્ધ, નિશ્ચલ, નિર્વિકલ્પ, અને અદ્વૈત જે બ્રહ્મ છે તેજ હું છું. જેમાં સંપૂર્ણ માયાનો સંબંધ લેશ પણ નથી, જે સર્વની અંદર રહેલું છે, જે ઇંદ્રિયો

વડે જણાતું નથી, જે સત્યરૂપ, જ્ઞાનરૂપ, અનંત, આનંદરૂપ, અને અદ્વૈત બ્રહ્મ છે, તેજ હું છું. હું ક્રિયા રહિત, વિકારરહિત, અંગરહિત, આકારરહિત, કલ્પનારહિત, નિત્ય, આશ્રયરહિત, અને અદ્વિતિય છું. હું સર્વનો આત્મારૂપ, સર્વરૂપ, સર્વથી ન્યારો, અદ્વય, અસંગ, અખંડજ્ઞાનસ્વરૂપ, આનંદરૂપ, અને ભેદરહિત છું. ગુરૂ કૃપાથી થયલા ઇશ્વરનાં અનુગ્રહથી બ્રહ્માનંદરૂપી સામ્રાજ્યની વિભૂતિ મને પ્રાપ્ત થઇ છે. હું લાંબા સ્વપ્નમાં અવિદ્યાએ કલ્પેલા જન્મ, વૃધ્ધાવસ્થા, અને મરણ રૂપી અરણ્ય વિશે ભમતો હતો, સદા ત્રણ તાપોથી ક્લેશ પામતો હતો, અને અહંકારરૂપી વાઘથી પીડાતો હતો. સદ્ગુરૂએ મારા ઉપર અત્યંત કૃપા કરી સ્વપ્નામાંથી મને જગાડી મારૂં રક્ષણ કર્યું છે. એ તેમનો મારા ઉપર

મ્હોટો ઉપકાર છે. હું તે ગુરૂદેવને વારંવાર પ્રણામ કરૂં છું.

એ પ્રમાણે જેને આત્મસુખ પ્રાપ્ત થયું છે, અને જેના જાણ્યામાં તત્વ આવ્યું છે, એવા ઉત્તમ જ્ઞાનીને પોતાની સમાધિમાં જે અનુભવ થયલો તેનું તેણે વર્ણન કર્યું છે.

---

## બ્રહ્મવેત્તાની સ્થિતિ.

બ્રહ્મની પ્રતીતિનો પ્રવાહ તે જગત છે. તેથી સર્વત્ર બ્રહ્મ છે, એમ સર્વ અવસ્થામાં જ્ઞાનીઓ જ્ઞાન દ્દષ્ટિથી, અને શાંત ચિત્તથી ચિંતન કર્યા કરે છે. જેમ નેત્રવાલા પુરૂષો ચારે તરફ રૂપ સિવાય બીજું કંઈ જોતા નથી, તેમ બ્રહ્મવેત્તા પુરુષોને બુધ્ધિના વિહારનું સ્થાન બ્રહ્મ વિના બીજું કંઇ નથી. કયો વિદ્વાન પુરૂષ પરમાનંદ રૂપ અમૃતના અનુભવનો ત્યાગ

કરી મિથ્યા પદાર્થોમાં રમણ કરે? અત્યંત આનંદકારી ચંદ્ર પ્રકાશ્યો હોય, તેને છોડી ચંદ્રનું ચિત્ર જોવા કોણ ઇચ્છા કરે? મિથ્યા પદાર્થના અનુભવથી કંઇ તૃપ્તી થતી નથી, તેમ દુઃખ મટતું નથી. એટલા માટે અદ્વૈતાનંદ અમૃતના અનુભવથી તૃપ્ત થઈ સદા આત્મ નિષ્ટાવડે સુખમાં રહેવું. સર્વ સ્થળે નિરંતર આત્માને અનુભવતાં આત્માને અદ્વય માનતાં અને આત્માનંદને ભોગ ભોગવતાં કાળક્ષેપ કરવો. અખંડ જ્ઞાનરૂપ અને નિર્વિકલ્પ આત્મામાં ભેદની કલ્પના કરવી તે આકાશમાં નગરની કલ્પના કરવા જેવું છે. માટે સદા અદ્વયાનંદમયરૂપે શ્રેષ્ટ શાંતિ પ્રાપ્ત કરી મૌન ધારણ કરવું. મિથ્યા પદાર્થોના સંકલ્પ વિકલ્પરૂપ બુદ્ધિની જે પરમશાંતિ, અથવા વિક્ષેપ રહિત અવસ્થા તે મૌન કહેવાય છે. તે અવસ્થામાં તત્વ જાણનારા મહાત્માઓ

નિરંતર બ્રહ્મરૂપે અદ્વૈત આનંદપૂર્વક સુખ ભોગવે છે. જેણે આત્મસ્વરૂપનો અનુભવ કર્યો છે, અને આત્માનંદરૂપ અમૃતનું પાન કર્યું છે, તેમને વાસના રહિત મૌન કરતાં વધારે સુખ આપનારી બીજી કોઈ ઉત્તમ વસ્તુ નથી.

આત્માનંદનો અનુભવ કરનાર મુનિને કોઈ નિયમનો પ્રતિબંધ નથી. તે પોતાની ઇચ્છા પ્રમાણે ગમન કરે, ઉભો રહે, બેસે, સુએ અથવા બીજી રીતે સુખમાં રહે. પ્રતિબંધ વિનાની વૃત્તિવાળા અને તત્વ જાણનારા મહાત્માઓને દેશ, કાળ, આસન, દિશા, અને યમ નિયમાદિ સાધનોની અપેક્ષા નથી. પોતાના સ્વરૂપને જાણવામાં નિયમાદિની શી જરૂર હોય? આ ઘડો છે એમ જાણવામાં શું કોઇ નિયમની આવશ્યકતા છે? જે પદાર્થ હાજર હોય તે સંબંધીનું જ્ઞાન કંઈ પણ પ્રમાણુવિના થાય

છે. આ આત્મા નિત્ય સિદ્ધ છે, તે બુદ્ધિ નિર્મળ હોય, તો પોતાની મેળે ભાસે છે. આત્માને જાણવામાં દેશ, કાળ, કે શરીર શુદ્ધિની અપેક્ષા નથી. જેમ હું દેવદત્ત છું, એમ જાણવામાં બીજા કોઇની અપેક્ષા નથી, તેમ હું બ્રહ્મ છું, એવું જ્ઞાન થવામાં બ્રહ્મવેત્તાને પણ બીજા કોઇની અપેક્ષા નથી. જેમ સૂર્યવડે સર્વ જગત પ્રતીત થાય છે, તેમ જેના પ્રકાશથી જડ, મિથ્યા અને તુચ્છ પદાર્થો ભાસે છે, તે આત્માનો પ્રકાશ શું એ દશ્ય પદાર્થો કરી શકે? વેદ, શાસ્ત્ર, પુરાણ અને સઘળાં પ્રાણીઓ જેનાવડે પોતાનો હેતુ પ્રતિપાદન કરવાને સમર્થ થાય છે, તે જ્ઞાતાનો પ્રકાશ કોણ કરી શકે?

એ આત્મા સ્વયંપ્રકાશ, અનંત શક્તિવાળો, પ્રમાણનો અવિષય અને સર્વના અનુભવરૂપ

છે. તેના જ્ઞાનથીજ ઉત્તમ બ્રહ્મવેત્તા બંધનમાંથી મુક્ત થઇ સુખમાં રહે છે. અખંડ આનંદરસથી તૃપ્ત થયલો બ્રહ્મવેત્તા દુઃખથી ખેદ પામતો નથી, વિષયોથી પ્રસન્ન થતો નથી, સુખમાં આસક્ત થતો નથી અને કંટાળતો પણ નથી, પણ પોતાના આત્મામાંજ રમણ કરે છે, અને આનંદ પામે છે. જેમ બાળક ભુખ તથા દેહની પીડાને ભૂલી જઇ રમકડાં સાથે રમે છે, તેમ સુખી જ્ઞાની મમતા અને અહંકાર રહિત થઇ આત્મા સાથે રમે છે. એવા બ્રહ્મવેત્તાઓ ચિંતા તથા દિનતા વિના ભિક્ષાથી મળેલું અન્ન ખાય છે, નદીનું જળ પીએ છે, સ્વતંત્રપણે નિરંકુશ રહે છે, સ્મશાન કે વનમાં નિર્ભયપણે સુવે છે, ધોળાં કે સુકવવાં ન પડે એવાં દિશારૂપ વસ્ત્રો પહેરે છે, પૃથ્વિપર સુએ છે, વેદાંત માર્ગમાં ફરે છે, અને પરબ્રહ્મની સાથે ક્રીડા કરે છે. વર્ણાશ્રમનાં

ચિન્હો રહિત, અને બાહ્ય વિષયોમાં આસક્તિ રહિત બ્રહ્મવેત્તા અભિમાન વિના શરીર ધારણ કરે છે, અને પ્રારબ્ધથી પ્રાપ્ત થયલા સર્વ વિષયોને બાળકની પેઠે પરેચ્છાથી ભોગવે છે. ચૈતન્યરૂપ આકાશમાં રહેલો બ્રહ્મવેત્તા વસ્ત્ર વિના અથવા વસ્ત્રસહિત અથવા વલ્કલ એટલે ઝાડની છાલના વસ્ત્ર પહેરી, ગાંડાની પેઠે અથવા બાળકની પેઠે કે પિશાચની પેઠે પણ પૃથ્વિ ઉપર ફરે છે. એકલો ફરનાર, સર્વદા આત્મ સ્વરૂપેજ તૃપ્ત થયલો અને પોતાની મેળે સર્વ રૂપે રહેલો બ્રહ્મવેત્તા કામના રહિત થઇ વિષયોને ભોગવે છે.

બ્રહ્મવેત્તા કોઇ સ્થળે મૂઢ જેવા, કોઇ સ્થળે મહારાજના વૈભવવાળા, કોઇ ઠેકાણે ભ્રાંત થઇને, કોઇ ઠેકાણે અજગરના જેવી રીતથી, કોઇ ઠેકાણે સત્કાર પામીને, કોઇ ઠેકાણે અપમાન

પામીને અને કોઇ ઠેકાણે કોઈ જાણે નહિ એમ વિચરે છે. પણ તેઓ નિરંતર પરમાનંદવડે સુખી રહે છે. બ્રહ્મવેત્તા નિર્ધન છતાં સંતોષથી રહે છે; સહાય રહિત છતાં મહા બળવાન હોય છે; ભોગ ભોગવ્યા વિના પણ નિત્ય તૃપ્ત રહે છે; તેમના સમાન બીજા નહિ છતાં સર્વમાં સમદૃષ્ટિ રાખે છે; તેઓ ક્રિયા કરતાં છતાં પણ અક્રિય છે; ફળને ભોગવતા છતાં પણ અભોક્તા છે; શરીરવાળા છતાં પોતાની દ્રષ્ટિમાં શરીર રહિત છે; અને એક દેશમાં રહેનારા છતાં સર્વ વ્યાપક છે. સદા શરીરના અભિમાન વિના રહેતા એ બ્રહ્મવેત્તાઓને પુણ્ય અને પાપ તથા સુખ અને દુઃખ કદી પણ સ્પર્શ કરી શકતા નથી. સ્થૂળ શરીર આદિના સંબંધવાળા અભિમાનીને સુખ દુઃખ તથા પાપ પુણ્ય હોય છે. પણ જેના અભિમાનરૂપ બંધનનો નાશ થયો

છે, એવા બ્રહ્મરૂપ મુનીને પાપ પુણ્ય અને તેનું ફળ જે સુખ દુઃખ તે કયાંથી સંભવે? રાહુ સૂર્યને ગળી જતો નથી, છતાં ખરી સ્થિતિ જેઓ જાણતા નથી, તેઓ સૂર્ય ઘેરાયલા જેવો જણાયાથી તે ખરેખર ઘેરાયલો છે, એમ ભ્રાંતિથી કહે છે. તેમજ ઉત્તમ બ્ર વેત્તા શરીરાદિ બંધનોથી મુક્ત છે, છતાં તેમની ખરી સ્થિતિ ન જાણનાર મૂઢ મનુષ્યો તેના શરીરનો આભાસ જોઇ, તેને શરીરવાળો દેખે છે. જેમ સર્પ કાંચળી ઉતારીને રહે છે, તેમ બ્રહ્મવેત્તા દેહના અભિમાનને છોડીને રહે છે. પ્રાણવાયુને લીધે તેનું શરીર આમતેમ જરા હાલતું ચાલતું જણાય છે.

નદીના પ્રવાહમાં પડેલું લાકડું ઉંચા નિચા સ્થાનમાં તણાઇ જાય છે, તેમ બ્રહ્મવેત્તાના શરીરને પ્રારબ્ધ ઉપભોગના પદાર્થો તરફ સમ-

યને અનુસરી ખેંચી જાય છે. પ્રારબ્ધ કર્મે કલ્પેલી વાસનાથી બ્રહ્મવેત્તાનો દેહ ભોગ્ય પદાર્થો તરફ સંસારીની પેઠે પ્રવૃત થાય છે. પણ તે પોતે સંકલ્પ વિકલ્પિ રહિત થઇ સાક્ષીની પેઠે મૌન રહે છે. સાક્ષીની પેઠે તટસ્થ રહેતો અને નિજાનંદના ઘાડા રસના પાનથી મસ્ત ચિત્તવાળો થયલો બ્રહ્મવેત્તા પોતાની ઇંદ્રિયોને વિષયોમાં રાગપૂર્વક જોડતો નથી, વિષયોથી ખસેડતો નથી, અને કર્મનાં સુખ દુ:ખરૂપી ફળને જરાપણ જોતો નથી. જે પુરૂષ સ્થૂળ અને સુક્ષ્મ શરીરના અભિમાનને છોડી દઇ અદ્વૈતરૂપે રહે છે, તેજ પોતે સર્વોત્તમ બ્રહ્મવેત્તા અને સાક્ષાત શિવજ છે. ઉત્તમ બ્રહ્મવેત્તા જીવતો છતાં ઉપાધિના નાશથી સદા મુક્ત, કૃતાર્થ અને રૂપબ્રહ્મજ છે. જેમ નટે વેષ પહેર્યો હોય, ત્યારે કે તે ઉતારી મુકયો હોય, ત્યારે તે પુરૂ-

ષજ છે, તેમ બ્રહ્મવેત્તામાં શ્રેષ્ટ સદા બ્રહ્મજ છે, પણ અન્યરૂપ નથી.

ઝાડથી ખરી પડેલાં પાંદડાંની પેઠે બ્રહ્મરૂપ થયલા યોગીનું શરીર ગમે ત્યાં પડે, તેની તેને કંઇ ચિંતા હોતી નથી; કેમકે તે શરીર ચૈતન્ય રૂપ અગ્નિમાં પ્રથમથીજ બાળી નાખેલું હોય છે. સદ્રૂપ બ્રહ્મમાં સદા પૂર્ણ, અદ્વય, અને આનંદરૂપે રહેનાર જ્ઞાનીને ચામડી, માંસ અને વિષ્ટાના સમૂહરૂપ દેહના ત્યાગ માટે યોગ્ય દેશ કાળાદિની કંઇપણ અપેક્ષા હોતી નથી. શરીરનો, દંડનો કે કમંડળનો ત્યાગ તે કંઇ મોક્ષ નથી. પણ અવિદ્યારૂપી હૃદયની ગાંઠ છુટવી તેજ મોક્ષ છે. ઝાડનું પાંદડું વહેળામાં, નદીમાં, શિવાલયમાં કે ચૌટામાં પડે, તેમાં ઝાડને સારૂં શું અને નઠારૂં શું? ઝાડના પાંદડાં, ફુલ અને ફળનો નાશ થવાથી ઝાડનો નાશ થતો નથી,

તેમ દેહ, ઇંદ્રિય, પ્રાણ અને બુદ્ધિના નાશથી સદ્રૂપ અને આનંદરૂપ, પોતાના આત્માનો નાશ થતો નથી. તે તો ઝાડની પેઠે કાયમ રહે છે. આત્મા સત્ય અને પ્રજ્ઞાનઘન છે, એમ આત્મસ્વરૂપ જણાવીને શ્રુતિઓ ઉપાધિનોજ નાશ કહે છે. એક શ્રુતિ જણાવે છે કે વિકારી પદાર્થોનો નાશ થાય, પણ આત્મા અવિનાશીજ રહે છે.

પથ્થર, ઝાડ, ઘાસ, ધાન્ય અને ભુસું આદિ પદાર્થો બળી જઇ માટીરૂપે થાય છે, તેમ દેહ, ઇંદ્રિય, પ્રાણ અને ધન આદિ સર્વ દૃશ્ય જ્ઞાનરૂપી અગ્નિથી બળી જાય, ત્યારે બ્રહ્મભાવને પામે છે. જેમ અંધારૂં સૂર્યના પ્રકાશથી વિલક્ષણ છતાં તેજમાં લય પામે છે, તેમ સઘળું જગત બ્રહ્મથી વિલક્ષણ છતાં બ્રહ્મમાં અત્યંત લીન થઇ જાય છે. જેમ ઘડો ફુટવાથી

અંદરનું આકાશ સ્પષ્ટ આકાશ થાય છે, તેમ ઉપાધિનો લય થવાથી બ્રહ્મવેત્તા પોતે બ્રહ્મજ થાય છે. જેમ દુધમાં દુધ, તેલમાં તેલ અને જળમાં જળ નાંખ્યાથી તે એકરસ થઇ જાય છે, તેમ આત્મવેત્તા મુનિ આત્માની સાથે જોડાઇ એકપણાને પામે છે. એ પ્રમાણે જ્ઞાની સદ્રૂપ વિદેહકૈવલ્ય એટલે અખંડિત બ્રહ્મભાવને પામી પાછો જન્મ મરણના ફેરામાં પડતો નથી. જીવ અને બ્રહ્મના એકપણાના અનુભવથી અવિદ્યાદિ દેહો બળી ગયલા હોવાથી જ્ઞાનીને બ્રહ્મપણુંજ પ્રાપ્ત થયલું હોય છે. એમ હોવાથી બ્રહ્મનો પાછો જન્મ થવો કેમ સંભવે ?

જેમ ક્રિયા રહિત દોરડીમાં સર્પની પ્રતીતિ અને નિવૃત્તિ ખરી રીતે છેજ નહિ, તેમ માયાએ કલ્પેલા બંધ અને મોક્ષ વાસ્તવિક રીતે આત્મામાં નથીજ. આવરણ હોવાથી બંધ અને

આવરણના અભાવથી મોક્ષ કહેવાય છે. અન્ય વસ્તુના અભાવથી બ્રહ્મને કંઇ આવરણ નથી. જો આવરણ છે એમ કહેવામાં આવે તો અદ્વૈતની હાનિ થાય, અને શ્રુતિ દ્વૈતને સહન કરતી નથી. જેમ વાદળાંથી દ્રષ્ટિનું આવરણ થવાથી મૂઢ લોકો સૂર્યનું આવરણ થયું એમ મિથ્યા કલ્પે છે, તેમ બંધ અને મોક્ષ જે બુદ્ધિના ગુણ છે, તેમને અજ્ઞાની મનુષ્યો આત્મામાં મિથ્યા કલ્પે છે. બ્રહ્મ અદ્વૈત, અસંગ ચૈતન્યરૂપ અને અવિનાશી છે, તેથી તેમાં બંધ કે મોક્ષ નથી. આત્મામાં બંધ છે, અને બંધ નથી, એ પ્રતીતિઓ બુદ્ધિના ગુણો છે, પણ સત્ય આત્માના નથી. એટલા માટે બંધ અને મોક્ષ માયાએ કલ્પેલા છે, તે આત્મામાં નથી એમ જાણવું. આત્મા જે આકાશની પેઠે અવયવ રહિત, ક્રિયા રહિત, શાંત, નિર્દોષ,

નિરંજન, અદ્વૈત અને પરમ તત્વરૂપ છે, તેમાં બંધ અને મોક્ષની કલ્પના કેમ સંભવે? સત્ય ગુહ્યાર્થ તો એ છે કે ઉત્પત્તિ નથી, નાશ નથી, બંધ નથી, સાધક નથી, મુમુક્ષુ નથી, અને મુક્ત પણ નથી. એ પ્રમાણેનું સર્વ ઉપનિષદોની અંદરના સિદ્ધાંતરૂપ ગુહ્ય પરમતત્વ છે, તેનું અનુસંધાન સર્વ દોષથી રહિત થઇ, નિષ્કામ બુદ્ધિથી, નિરંતર કરવું.

---

## પ્રભુની સ્તુતિ.

પરમાત્માનું ધ્યાન કરવા માટે તેની સ્તુતિ કરવી, તેના ગુણ ગાવા, અને અજ્ઞાનનો નાશ કરવા તેની પ્રાર્થના કરવી, એ ઉપયોગી સાધન છે. એ પ્રાર્થના નીચે પ્રમાણે શ્રીહરિમીડેસ્તોત્રમાં શ્રીશંકર ભગવાને શ્રેષ્ટ રીતે રચેલી છે.

હે પરમાત્મન્, તું સર્વવ્યાપક છે, અનાદિ છે, જગતનું કારણ છે, આ સંસારચક્ર તારામાં ભ્રમણ કરે છે અને તારા સાક્ષાત્કારથી તે નાશ પામે છે. હું ભક્તિપૂર્વક તારી પ્રાર્થના કરૂં છું. તું મારા સંસારરૂપ અંધકારનો નાશ કર.

હે પ્રભો, તારા એક અંશમાંથી આ સમગ્ર જગત ઉત્પન્ન થયું છે, તારી સત્તાથીજ તે નિયમમાં રહેલું છે, તુંજ તેમાં વ્યાપીને રહેલો છે, અને તારાથીજ તે સુખ દુઃખો વડે પ્રકાશિત થાય છે. હું તારી સ્તુતિ કરૂં છું, કે તું મારા સંસારરૂપ અજ્ઞાનનો નાશ કર.

હે પરમેશ્વર, તું સર્વજ્ઞ છે, સર્વ છે, સંપૂર્ણ છે, આનંદ રૂપ છે, ત્રીગુણનું સ્થાન છે, અનંતગુણવાળો છે, અવ્યક્ત છે, વ્યષ્ટિ અને સમષ્ટિરૂપ છે, કારણરૂપ છે અને કાર્યરૂપ

છે. હું તારી સ્તુતિ કરૂં છું, કે તું મારા અજ્ઞાનનો નાશ કર.

હે પરબ્રહ્મ તારાથી ભિન્ન કંઈપણ નથી, તોપણ આ જગત તારૂં સત્ય સ્વરૂપ નથી. તું નિર્વિષય જ્ઞાનમય હોવાથી દૃશ્યથી ભિન્ન છે. તું જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયની ત્રીપુટિ રહિત છતાં, સર્વદા જ્ઞાન સ્વરૂપ છે. તું મારા સંસાર રૂપી અજ્ઞાનનો નાશ કર, એવી મારી પ્રાર્થના છે.

હે સચ્ચિતાનંદસ્વરૂપ, જેમણે સદ્દગુરૂ પાસેથી અતિ સૂક્ષ્મ, અવિનાશી તત્ત્વ જાણ્યું છે, અને જેઓ વૈરાગ્ય, નિદિધ્યાસન અને દૃઢભક્તિ વડે એકાગ્ર ધ્યાનપરાયણ રહે છે, તેઓજ તારો સાક્ષાત્કાર કરી શકે છે. તુંજ સંસારરૂપ અંધકારનો નાશ કરનાર છે. હું તારી સ્તુતિ કરૂં છું.

હે પરમાત્મા, જ્ઞાનીઓ પ્રાણાયામ કરી ઓમ્, ઓમ્, ઓમ ઉચ્ચાર કરતાં કરતાં હૃદયમાં ચિત્તનો નિરોધ કરી, સર્વ વિષયોનું વિસ્મરણ અને લય કરી, ચિત્ત ક્ષીણ થાય ત્યારે 'હું સ્વયંપ્રકાશ બ્રહ્મ છું,' એમ તારો સાક્ષાત્કાર કરે છે. તુંજ સંસારરૂપી અંધકારનો નાશ કરનાર છે. હું તારી સ્તુતિ કરૂંછું.

બ્રહ્મવેત્તાઓ પોતાના હૃદયમાં રહેલા, સ્વયંમપ્રકાશ, અનન્ય, પરિપૂર્ણ, ભકતોથી પ્રાપ્ત થવા યોગ્ય, જન્મ રહિત, સૂક્ષ્મ, તર્કમાં આવી ન શકે એવા જે બ્રહ્મ નામના પરમતત્ત્વને ધ્યાન વડે જાણે છે, જે અંતરાત્માના જ્ઞાન સ્વભાવથી પોતાના જ્ઞાન સ્વભાવને જણાવનાર હોવાથી ઇન્દ્રિયોથી પર છે; જે જ્ઞાનમય હોવાથી જ્ઞેયથી ભિન્ન છે; જે હૃદયમાં પ્રતીત થવા યોગ્ય છે; જે ભાવ વડે ગ્રહણ કરવાને યોગ્ય

અને આનંદરૂપ છે; તે સંસારરૂપી અજ્ઞાનનો નાશ કરનાર પરબ્રહ્મની હું સ્તુતી કરૂં છું.

હે પરમાત્મા, સનકાદિ મુની જાણે છે, કે જે જે જાણુવા યોગ્ય પદાર્થો છે, તે સર્વનું સત્ય અધિષ્ટાન તુંજ છે, અને એમ જાણીને ધ્યાન કરે છે કે તે બ્રહ્મ તે હુંજ છું, આત્મવેત્તાઓ જાણે છે કે જે જે દસ્ય પદાર્થો છે તે તું નથી, પણ તું તો સ્વયંપ્રકાશ, જ્ઞાનમય અને આનંદરૂપ છે, અને તેજ હું છું એમ તેઓ તારો સાક્ષાત્કાર કરે છે; અને ધ્યાન પરાયણ તારા ભકતો માને છે કે સર્વે કલ્પિત દૃસ્યનો નિષેધ કરતાં જે નિર્મળ, સ્વયંપ્રકાશ અને આકાશના જેવું અનંત તત્વ અવશેષ રહે છે, તે તુંજ છે અને એમ માનીને તારામાંજ તેઓ સદા અભેદભાવે સ્થિર થઇ રહે છે. એમ હોવાથી હું તારૂં સ્તવન કરૂં છું કે તું મારા સંસારરૂપી અંધકારનો નાશ કર.

હે પરબ્રહ્મ, તું સર્વત્ર છે, સર્વના શરીરમાં રહેલો છે, પણ સર્વરૂપ નથી. તું સર્વને જાણે છેજ, પણ સર્વ તને જાણતાં નથી. તું સર્વનો અંતર્યામિ થઈ સર્વને નિયમમાં રાખે છે. એમ જાણીને જ્ઞાનીઓ સર્વ જગતને યુક્તિથી પોતાના આત્મામાં જુએ છે, અને સર્વજનોના હૃદયમાં અજન્મા એક આત્માને જુએ છે અને તે આત્મા તે હું છું, એમ તારો સાક્ષાત્કાર તેઓ કરે છે. માટે તુંજ સંસારરૂપી અજ્ઞાનનો નાશ કર્તા છે. હું તારૂં સ્તવન કરૂં છું.

હે પ્રભો, કેટલાક કહે છે કે સર્વત્ર ઇંદ્રિયો દ્વારા તુંજ એકલો જુએ છે, સુંઘે છે, ખાય છે, સ્પર્ષ કરે છે, સાંભળે છે, તથા જાણે છે; અને બીજાઓ કહે છે કે કર્તાઓમાં તું સાક્ષીરૂપે છે. એ પ્રમાણે જોતાં, સાંભળતાં, જાણતાં, સ્વાદ લેતાં અને સુંઘતાં છતાં, આ દેહને તુંજ જીવપણાવડે

ધારણ કરે છે અને વિષયને જાણનાર આત્મા રૂપે તું જ છે, એમ જ્ઞાનીઓ કહે છે. માટે હું તારૂં સ્તવન કરૂં છું કે તું મારા સંસાર-રૂપ અજ્ઞાનનો નાશ કર.

જે હરિ જાગ્રદવસ્થામાં સ્થૂલ પદાર્થોને, સ્વપ્નાવસ્થામાં માયારૂપ સૂક્ષ્મ પદાર્થોને, સુષુપ્તિ અવસ્થામાં સુખકારી વિશ્રાંતિને, અને તુરિયાવસ્થામાં સ્વરૂપને અનુભવીને પ્રસન્ન રહે છે, તે સંસારરૂપ અંધકારનો વિનાશ કરનાર બ્રહ્મનું હું સ્તવન કરૂં છું.

જે આત્મા શુદ્ધ, અવિનાશી, અદ્વિતિય અને અજન્મા છતાં પૂર્વકર્મના ફળોવડે ભિન્ન ભિન્ન ગુણના અનેક આકારો ધારણ કરી સ્ફટિકની પેઠે વિચિત્ર રંગવાળો, ભેદ પામેલો અને છેદાઇ ગયલા જેવો પ્રતીત થાય છે, તે

સંસાર રૂપી અજ્ઞાનનો નાશ કરનાર હરિની હું સ્તુતિ કરૂં છે.

જે બ્રહ્મ એક છતાં બુદ્ધિના ભેદથી બ્રહ્મા, વિષ્નુ, રૂદ્ર, અગ્નિ, સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર, વાયુ અને યજ્ઞ એ પ્રમાણે ભિન્ન ભિન્ન નામોની કલ્પના કરી બહુ પ્રકારે લોકો તેને જણાવે છે, તે સંસારરૂપી અજ્ઞાનનો નાશકર પરબ્રહ્મનું હું સ્તવન કરૂં છું.

વરૂણ નામના ઋષિએ પ્રથમ પોતાના પુત્ર ભૃગુને ઉપદેશ કરતાં જણાવ્યું છે કે બ્રહ્મ સત્ય, જ્ઞાનસ્વરૂપ, શુદ્ધ, અનંત, પંચકોશોથી ભિન્ન, શાંત, ગુઢ, અવયવ રહિત, આનંદરૂપ, અદ્વિતિય અને જન્મ રહિત છે. તે ભૃગુએ પછી પંચકોશો મિથ્યા છે એમ માની અને હું બ્રહ્મ છું એમ મનમાં નિશ્ચય કરી, તૈત્તિરીયોપનિષદમાં કહેલી રીતે, જે દષ્ટાને ઓળખ્યા હતા, તે આ

સંસારરૂપ અજ્ઞાનનો નાશ કરનાર બ્રહ્મની હું સ્તુતિ કરૂંછું.

જેની પ્રેરણાથી, જેની માયાશક્તિથી, અને જેના આશ્રયથી આ ક્ષેત્રજ્ઞ આત્મા પ્રાણીઓનો પ્રેરક થાય છે, અને જેની ચેતન શકિતવડે આ જગતમાં કર્તાભોકતા થાય છે, તે આ સંસારરૂપ અજ્ઞાનનો નાશ કરનાર હરિની હું સ્તુતિ કરૂં છું.

હે પરમાત્મા, તું એક છે. આ સમગ્ર અતર્ક્ય જગત તેંજ રચ્યું છે, તે રચીને તેના દરેક ભાગમાં સંપૂર્ણ રીતે તું તારા સ્વરૂપથી વ્યાપીને રહ્યો છે, અને તેમાં પરોક્ષ અને અપરોક્ષ રીતે તુંજ પ્રતિત થાય છે. હું તારૂં સ્તવન કરૂં છું, કે તું મારા સંસારરૂપ અજ્ઞાનનો નાશ કર.

હે પરમાત્મા, વેદાંતવડે, આધ્યાત્મિક શાસ્ત્રોવડે, પુરાણોવડે, બીજા શાસ્ત્રોથી, તથા દેવોના તંત્રોવડે જ્ઞાનીઓ તને પરોક્ષ રીતે જાણે છે અને પછી અંતઃકરણમાં નિદિધ્યાસન-વડે તારો અભેદભાવે સાક્ષાત્કાર કરે છે. તુંજ સંસારરૂપી અજ્ઞાનની નિવૃત્તિ કરનાર છે. હું તારૂં સ્તવન કરૂં છઉં.

હે પરબ્રહ્મ, જેઓ શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન અને શમાદિ સાધનોવડે તને જાણવાને પ્રયત્ન કરે છે, તેઓ આ જન્મમાંજ ઝટ તારો સાક્ષાત્કાર કરી શકે છે. પણ એ સાધનોવિના સેંકડો જન્મ થાય તોપણ તારૂં જ્ઞાન થઇ શકે નહિ. આ સંસારરૂપ અંધકારનો નાશ તુંજ કરી શકે છે. હું તારી સ્તુતિ કરૂં છઉં.

હે પ્રભો, શ્રુતિ જાણનારા વિદ્વાનોએ કહ્યું છે કે આ સર્વ બ્રહ્મ છે, તેથી જગતની

ઉત્પત્તિ, સ્થિતિ અને લય તારામાંજ છે; તો પણ જેમ સમુદ્રના મોજાં સમુદ્રથી ભિન્ન નથી, તેમ આ પ્રતીત થતું જગત તારાથી ભિન્ન નથી. એ પ્રમાણે તારા ઐશ્વર્યનું વાસ્તવિક સ્વરૂપ તર્કમાં ઝટ આવી શકે એવું નથી. તુંજ સંસારરૂપી અજ્ઞાનનો નાશ કરનાર છે. હું તારૂં સ્તવન કરૂં છું.

હે પરમેશ્વર, ગીતામાં કહેલું અવિનાશી અને અજન્મા તત્વ તે તુંજ છે એમ યોગીઓ જાણે છે, હૃદયમાં રહેલા સર્વના સાક્ષીસ્વરૂપ તને ઉત્તમ ભક્તિથી પામે છે અને પછી તું તે હું છું, એમ તારામાં નિદિધ્યાસન કરી તારો સાક્ષાત્કાર કરે છે. હું તારી પ્રાર્થના કરૂં છું કે તું મારા સંસારરૂપી અજ્ઞાનનો નાશ કર.

હે પરબ્રહ્મ, તું સર્વત્ર વ્યાપક છે, અવિદ્યામાં સ્થિતિ કરી તું જીવભાવને પામે છે,

અને ભોગ્ય પદાર્થોને પાંચ ઇંદ્રિયોવડે ભોગવે છે. તું એક છે, છતાં જેમ એક ચંદ્ર જળમાં અનેકરૂપે ભાસે છે, તેમ ભિન્ન ભિન્ન શરીરમાં તું અનેકરૂપે પ્રતીત થાય છે. હું તારી સ્તુતિ કરૂં છું. તું મારા અજ્ઞાનનો નાશ કર.

હે પરમાત્મા, તું પુરૂષ પણ કહેવાય છે. જેઓ બ્રહ્મસૂત્રમાં આપેલાં વ્યાસવચનોનો સારી રીતે યુક્તિથી વિચાર કરે છે, અને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનો ભેદ સમજી શકે છે, તેઓ તને આ જન્મમાં પણ પામી શકે છે. જે હું તે આ, અને તે હુંજ છું, એમ તેઓ તારો સાક્ષાત્કાર કરે છે. હું તારૂં સ્તવન કરૂં છું કે તું મારા અજ્ઞાનનો નાશ કર.

હે પરબ્રહ્મ, તું અનેક શરીરમાં રહેલો છે, છતાં એક છે, એમ જેઓ જાણે છે, અને

તારો અનુભવ કરે છે, તેઓ આ જન્મમાંજ તારારૂપેજ ઝટ થાય છે. તેઓ તારામાં લીન થઈ ફરી જન્મ પામતા નથી. શ્રુતિવચન પ્રમાણે જેઓ દ્વૈતમાં અદ્વૈત માને છે અને પોતાની શ્રેષ્ટતાથી ઇંદ્ર પણ ઉપાસના કરે એવું પદ પ્રાપ્ત કરેછે, તેઓ તારો સાક્ષાત્કાર કરે છે અને માને છે કે હું તે તું અને તું તેજ હું છું. વળી જ્ઞાનીઓ જીવ બ્રહ્મની એકતાના જ્ઞાનથી માને છે કે અંતઃકરણમાં રહી આ દેહમાં ચેષ્ટા કરાવનાર તથા સૂર્યમાં રહી ગરમી આપનાર પણ તુંજ છે અને તું તેજ હું છું, એમ તેઓ તારો સાક્ષાત્કાર કરે છે. માટે હું તારી સ્તુતિ કરૂં છું કે તું મારા અજ્ઞાનનો નાશ કર.

હે પરબ્રહ્મ, તારા સદ્રૂપ વિજ્ઞાનનો એક અંશ અવિદ્યામાં પ્રતિબિંબિત થાય છે. તે

બુદ્ધિ અને બાહ્ય જાણવા યોગ્ય પદાર્થોને જાણે છે, પણ અંતઃકરણમાં રહેલા સર્વને પ્રકાશ આપનારને જાણતો નથી. શરીરમાં સર્વને પ્રકાશ આપનાર આ કોણ છે? એ સંબંધી સારો વિચાર કરીને જેઓ નિશ્ચય કરે છે, કે જે સાંભળનાર, જાણનાર અને વિચારનાર છે, તેજ સર્વને પ્રકાશ આપનાર છે, અને તેનોજ અંશ હું છું, એમ તેઓ તારો સાક્ષાત્કાર કરે છે. એથી તુંજ સંસાર-રૂપ અંધકારનો નાશ કરનાર છે. હું તારૂં સ્તવન કરૂં છું.

હે પ્રભો, જો તું આ શરીરમાં નહિ હોય તો કોણ જીવી શકે? માટે આનંદમય આત્મા તુંજ છે, અને પ્રાણ તથા અપાનની ક્રિયા તુંજ કરે છે. એ પ્રમાણે શ્રુતિ અને યુક્તિથી તારૂં આસ્તિત્વ સિધ્ધ થાય છે. હું શું પ્રાણ

છું? અથવા વાણી છું? અથવા શ્રવણાદિ છું? અથવા મન છું? અથવા બુદ્ધિ છું? અથવા હું કોઇ એક છું કે સર્વરૂપ છું? એમ વિચાર કરતાં છેવટે જ્ઞાની નિશ્ચય કરે છે કે હું સર્વનો જ્ઞાતા છું, એ રીતે તારો સાક્ષાત્કાર કરે છે. હું પ્રાણ નથી, શરીર નથી, મન નથી, બુદ્ધિ નથી, અહંકાર નથી, પણ જે જ્ઞાનના અંશરૂપ છે તેજ હું છું, એમ જ્ઞાનીઓ તારો સાક્ષાત્કાર કરે છે. માટે હું તારૂં સ્તવન કરૂં છું કે તું મારા અજ્ઞાનનો નાશ કર.

સામવેદના છાંદોગ્ય ઉપનિષદમાં ઉદ્દાલક મુનિએ પોતાના પુત્ર શ્વેતકેતુને બ્રહ્મસ્વરૂપ સમજાવતાં કહ્યું છે, કે જે વ્યાપક, જગતનું કારણ, સત્તા માત્ર, કેવળ જ્ઞાનસ્વરૂપ, અજન્મા, સદ્રૂપ, સૂક્ષ્મ, અને નિત્ય છે, તે તું છે, એ પ્રમાણે સંસારરૂપી અજ્ઞાનનો નાશ કરનાર તુંજ છે. હું તારી સ્તુતિ કરૂં છઉં.

હે પરમેશ્વર, જ્ઞાનીઓ પ્રથમ સાકાર અને નિરાકાર પદાર્થોને દૂર કરી, પછી સર્વ દૃશ્યનો એ નહિ, એ નહિ, એ પ્રમાણે ત્યાગ કરી, છેવટે જ્ઞાન સ્વરૂપે તું પોતાના આત્મામાં રહેલો છે, એમ સમાધિમાં તારો સાક્ષાત્કાર કરે છે. આકાશ સુધી સમગ્ર જગત તારામાં પરોવાઇ રહેલું છે. શ્રુતિવચન છે કે તું અવિનાશી છે, તારા વિના બીજો જ્ઞાતા નથી, પણ તું ઇંદ્રિયોથી જાણી શકાય એવો નથી. શરીરમાં જે જ્ઞાતા છે, તે હું છું, એવો સાક્ષાત્કાર જ્યાં સુધી થાય નહિ, ત્યાં સુધી આ સર્વ જગત સત્ય ભાસે છે. પણ જ્યારે તારો સાક્ષાત્કાર થાય ત્યારે સર્વ જગત મિથ્યા થઈ જાય છે, સંસારરૂપી અજ્ઞાનનો નાશ કરનાર તુંજ છે. હું તારૂં સ્તવન કરૂં છઉં.

જેમ માટી, લોઢું, આદિથી મિશ્રિત સોનું અગ્નિમાં નાખ્યાથી સ્વચ્છ થાય છે, તેમ રાગ-

દ્વેષવાળા મનને યોગના યમ, નિયમાદિ આઠ અંગોવડે પ્રદિપ્ત કરેલા જ્ઞાનમય અગ્નિમાં બાળ્યા પછી. જ્ઞાન સ્વરૂપ આત્મારૂપે હે પરબ્રહ્મ, તુંજ રહે છે, એમ જ્ઞાનીઓ તને જાણે છે. તું વિજ્ઞાનરૂપ, સ્વયંપ્રકાશ, આદિ કારણ છે. સૂર્ય, ચંદ્ર, અગ્નિ અને વિજળીનીપેઠે તું હ્રદયમાં પ્રકાશે છે. જ્ઞાનીઓ ભક્તિવડે તારી આરાધના કરી આ જન્મમાંજ તને પામે છે. હે પરબ્રહ્મ, જીવાત્માને અંતરાત્મા સાથે અભેદ ભાવે જોડતાં તું એક અદ્વિતિય છે હું તારો ભક્ત છું અને ભક્તિથી તારી સ્તુતિ કરૂં છું કે તું મારૂં રક્ષણ કર અને મારા સંસારરૂપ અજ્ઞાનનો નાશ કર.

---

## જ્ઞાનોપદેશ.

શ્રી શંકર ભગવાને એક ઘણા વૃદ્ધ જ્ઞાન રહિત બ્રાહ્મણને વ્યાકરણમાંના એક ધાતુનું રૂપ ગોખતો જોયો. તેને તેમણે જે ઉપદેશ કર્યો, તે ચર્પટપંજરિ અને મોહમુદ્ગર નામના સ્તોત્રમાં આપેલો છે. તેનો સાર નિચે પ્રમાણે છે.

હે મૂઢ મનુષ્ય, તું ઘણો વૃદ્ધ છે, તારૂં મરણ સમિપ આવ્યું છે, છતાં વ્યાકરણનો અભ્યાસ તું શું કરે છે? એ તારૂં રક્ષણ કરનાર નથી. માટે શ્રી હરિની ભક્તિ કર અને પરમાત્માનું ધ્યાન કર.

તું જ્યારે બાળક હતો, ત્યારે રમત ગમતમાં પ્રીતિવાળો હતો; જુવાન થયો ત્યારે સ્ત્રીની પ્રીતિના મોહમાં વખત કાઢતો હતો; અને વૃદ્ધ થયો છે ત્યારે સંસારની ચિંતામાં ડુબેલો રહે

છે પણ પરબ્રહ્મનું ધ્યાન કે સ્મરણ તે કદી કર્યું નથી. હાવે તારૂં શરીર ગળાઇ ગયું છે, માથે પળીયાં આવ્યાં છે, દાંત પડી ગયા છે, ડાચું બેસી ગયું છે, અને ઘરડો થઇ જવાથી લાકડીના આધારથી ચાલી શકે છે; તોપણ તૃષ્ણા છોડતો નથી. માટે હાવે તો શ્રી હરિની ભક્તિ કર અને પરમાત્માનું ધ્યાન કર.

આ ભવસાગર અપાર છે અને તરવો ઘણો કઠીણ છે. વારંવાર જન્મવું, વારંવાર મરવું, અને વારંવાર માતાના ઉદરમાં સુવું, એમ સંસારમાં જીવ ભમ્યા કરે છે. જ્યારે તે જીવ ગર્ભવાસમાં હોય છે, ત્યારે તે સમયના દુઃખથી પીડા પામી પરમાત્માને યાદ કરી તેની સ્તુતિ કરે છે, કે હે પ્રભો, દયા કરી મારૂં રક્ષણ કરો. પણ પછી તે તેને ભૂલી જાય છે. દિવસ અને રાત, સાયંકાળ અને પ્રાતઃકાળ,

શિયાળો અને ઉન્હાળો વારંવાર જાય છે અને આવે છે, એમ કાળ ચાલ્યો જાય છે અને આયુષ પુરૂં થાય છે, પણ તૃષ્ણા છુટતી નથી. માટે હે મૂઢ, હાવે તો તું પરમાત્માનું સ્મરણ અને ધ્યાન કર.

માથે જટા રાખનાર યોગી, માથું મુડાવેલું એવો સન્યાસી, માથાના વાળ ચુંટી કાઢનાર યતિ, ભંગવાં વસ્ત્રવડે અનેક પ્રકારના વેષ ધારણ કરનાર અને પેટ ભરવાની ખાતર અનેક પ્રકારના ફાંફા મારનાર ઢોંગી, પોતાની દાંભિક સ્થિતિ જાણે છે, પણ બીજું કાંઈ સમજતું નથી એમ તે વર્તે છે. તે બહારથી સાધુપણાનું ડોળ રાખે છે, પણ પરમાત્માની ભક્તિ કરતો નથી. માટે હે વૃદ્ધ બ્રાહ્મણ, તું હાવે વ્યાકરણનો અભ્યાસ છોડી અંતઃકરણથી પરબ્રહ્મની ભક્તિ અને ધ્યાન કર.

વૃદ્ધાવસ્થા થાય ત્યારે કામવિકાર શાનો રહે? પાણી સુકાઈ જાય ત્યારે તળાવ શાનું કહેવાય? અને દ્રવ્યનો નાશ થાય ત્યારે પરિવાર શું કરવા ભાવ પૂછે? તેમ જ્યારે બ્રહ્મતત્વનું જ્ઞાન થાય, ત્યારે જન્મ મરણનો ફેરો અને સંસાર શાનો રહે? એમ છતાં કેટલાક અજ્ઞાનીઓ તત્વ જાણ્યા વિના પોતાની આસપાસ ધુણી સળગાવી બેસે છે, શરીર ઉપર સૂર્યનો તાપ સહન કરે છે, રાત્રીએ ઓઢવા પાથરવાનું નહિ હોવાથી બે પગની વચ્ચે માથું ઘાલી બેસી રહે છે અને ટાઢ સહન કરે છે, ભિક્ષાપાત્ર વિના હાથમાં ભિક્ષા લે છે, ઝાડ નિચે રહે છે, પણ વિષયોની તૃષ્ણા છોડતા નથી અને તત્વજ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતા નથી. માટે હે મૂઢ, તું પરમાત્માની ભક્તિ કર અને તેનું ધ્યાન ધર.

હે મૂઢ, તું શોક શા માટે કરે છે? માર્ગ માંના ચીથડાંની તેં તારી કંથા બનાવી છે. સારાં કપડાંની તને ઇચ્છા નથી. તારો માર્ગ પુણ્ય પાપ રહિત છે. વાસ્તવિક રીતે તું નથી, હું નથી, અને આ લોક પણ નથી. તું બ્રહ્મ સ્વરૂપ છે, અને સઘળું જગત મિથ્યા છે, એમ સમજી તારે કાંઇપણ ચિંતા કરવી નહિ.

જ્યાં સુધી મનુષ્ય દ્રવ્ય પ્રાપ્ત કરી શકે છે, ત્યાં સુધી તેનો કુટુંબ પરિવાર તેના ઉપર પ્રીતિ રાખે છે. પણ જ્યારે તે ઘણો વૃદ્ધ થાય છે અને પૈસા પેદા કરવા અશક્ત થઇ જાય છે, ત્યારે ઘરમાં તેનો કોઇ ભાવ પુછતું નથી. કોઇ સુંદર સ્ત્રીને જોઇને અજ્ઞાનથી તેમાં આસક્તિ કરવી નહિ. તે માંસ, મેદ આદિનું કાર્ય છે, એમ મનમાં વારંવાર વિચારવું અને તે મિથ્યા વસ્તુ છે એમ ગણી તેની

પ્રિતિનો ત્યાગ કરવો. માટે હે વૃદ્ધ બ્રાહ્મણ, તું શ્રીહરીની ભક્તિ કર અને પરમાત્માના સ્વરૂપનું ધ્યાન કર.

ભગવતગીતા, વિશ્નુસહસ્ત્રનામ તથા શિવસહસ્ત્ર નામનો પાઠ નિત્ય અર્થ સમજીને કરવો, લક્ષ્મીપતિનું નિરંતર ધ્યાન કરવું, સત્ સમાગમમાં રહેવું અને ગરિબને દાન આપવું. જેણે ભગવતગીતાનું કંઇક અધ્યયન કર્યું છે, પવિત્ર ગંગાજીના જળનું પાન કર્યું છે, અને પરમાત્માનું પુંજન કર્યું છે, તેણે યમનો ભય રાખવો નહિ.

હું કોણ છું? તું કોણ છે? ક્યાંથી આવ્યો છે? મારી માતા કોણ છે? મારો પિતા કોણ છે? એ સંબંધી વિચાર કરવો અને ભાવના કરવી, કે હું કે તું, આ શરીરથી ભિન્ન અજન્મા, અસંગ, સચ્ચિદાનંદ રૂપ છે.

તેને કેથે જવા આવવાનું નથી, અને તેના માતાપિતા એ નથી. આ સર્વ સંસાર મિથ્યા છે. તે સંબંધીના સ્વપ્ન જેવા વિચારનો ત્યાગ કરવો. તેજ પ્રમાણે તારી કોઇ સ્ત્રી નથી અને પુત્ર પણ નથી. આ સંસાર ઘણો વિચિત્ર છે. માટે હે વૃદ્ધ બ્રાહ્મણ, તું આત્માના તત્ત્વ સ્વરૂપ બ્રહ્મતત્વનો મનમાં વારંવાર વિચાર કર અને પરબ્રહ્મની ભક્તિ કર.

એ પ્રમાણે તત્વનો વિચાર કરી, સર્વ વિષયોની તૃષ્ણા અને ભોગનો ત્યાગ કરી, પવિત્ર ગંગાજીના તટપરના કોઈ એકાંત સ્થળમાં ઝાડ નિચે જે રહે છે, પૃથ્વિ ઉપર શયન કરે છે, અને મૃગચર્મ વસ્ત્ર તરીકે વાપરે છે, તેવા વિરાગીને કેમ સુખ ન થાય? એ સ્થિતિ અત્યંત સુખકારી છે.

હે મૂઢ બ્રાહ્મણ. પૈસો પેદા કરવાની તૃષ્ણા છોડી દઈ અત્યંત તૃષ્ણા રહિત થઇ સદ્બુદ્ધિ કર અને પ્રારબ્ધથી તથા સ્વાભાવિક કર્મથી જે મળે તેમાં સંતોષ માન અને આનંદમાં રહે. દ્રવ્ય દુઃખ કરતા છે એમ નિરંતર જાણ. તેથી વાસ્તવિક સુખ લેશ માત્ર પણ થતું નથી એ વાત સત્ય છે, એમ જાણ. ધનવાનોને પોતાના પુત્રોથી પણ ભય રહે છે કે રખેને એ મારો પૈસો લઇ લેવા મને મારી નાખે. એ વાત સર્વત્ર પ્રસિદ્ધ છે.

ધનદોલત, નોકર ચાકર અને જુવાની, એ સંબંધી અભિમાન કરવું નહિ, કેમકે કાળ તે સર્વનો એક ક્ષણમાં નાશ કરી નાખે છે. આ સર્વ સંસાર મિથ્યા છે, માટે તેમાની આસક્તિ છોડી દઇ બ્રહ્મસ્વરૂપને જાણ અને

તેને પ્રાપ્ત કર. કામ ક્રોધ, લોભ અને મોહ છોડી હું કોણુ છું, એમ આત્મસ્વરૂપનો વિચાર કરવો, કેમકે આત્મજ્ઞાન વિનાના મૂઢ મનુષ્યોને ગુપ્ત નરકમાં સડયા કરવું પડે છે.

શત્રુ, મિત્ર, પુત્ર અને ભાઈભાડું તથા સગાંવહાલાં, એઓમાં પરસ્પર કલેશ અથવા સલાહ કરાવવાની માથાકુટમાં પડવું નહિ. તે કાર્યથી તારી પોતાની શાંતિ નાશ પામશે. જો તું ટુંકા સમયમાં બ્રહ્મપદ પામવાને ઇચ્છા કરતો હોય, તો સર્વમાં સમભાવવાળો થા. તારામાં, મારામાં, અને સર્વસ્થળે એકજ બ્રહ્મ છે. સર્વ સહન કરવાના સ્વભાવવાળા થઇ વ્યર્થ ક્રોધ કરવો નહિ. સર્વમાં એક આત્મા છે એમ જાણવું અને સર્વત્ર ભેદ બુદ્ધિનો ત્યાગ કરવો. પ્રાણાયામ, પ્રત્યાહાર, નિત્ય અનિત્ય

વસ્તુનો વિવેક, આત્મવિચાર, ઓમ્‌કારનો જપ, ધારણા, ધ્યાન અને સમાધિ એ જ્ઞાનપ્રાપ્તિના સાધનો છે, તે પ્રાપ્ત કરવાં.

કમળની પાંખડી ઉપર પડેલા જળના જેવું જીવન અતિશય ચંચળ છે. તે ઝાઝો સમય ટકે એવું નથી. સર્વ લોક વ્યાધિથી અને અભિમાનથી પીડાઇ દુખ ભોગવે છે અને શોક કરે છે. હે મૂઢ, નિર્વાહની ચિંતા તું શું કરવા રાખે છે? તારો નિયંતા નથી શું? તારા યોગક્ષેમની સર્વ ચિંતા તેને છે. તું તૃષ્ણા રૂપી બંધનથી મજબુત બંધાયલો છે. તને જે આત્મસ્વરૂપનો બોધ કરવામાં આવ્યો છે તેમાં આનંદ માન. તું ગુરૂચરણારવિંદનો પૂર્ણ ભક્ત છે. તું સંસારથી ઝટ છુટો થઇ જા. ઇંદ્રિયો અને મનને અંકુશમાં રાખવાથી પોતાના

હૃદયાકાશમાં રહેલા બ્રહ્મનો સાક્ષાત્કાર તને થશે. વિવેક અને વૈરાગ્યથી જ્ઞાન થાય છે. જેમના ચિત્તમાં વિવેક અને વિરાગ નથી. તેઓ અનેક નરકમાં શેકાયા કરે છે.

સમાપ્ત.

# વેદાંતકોશ.

અકૃતાભ્યાગમ—નહિ કરેલાં કર્મ સુખ દુઃખા ફલ આપે તે દોષ; કર્મ ન કર્યાં છત ફલની પ્રાપ્તિ.

અક્ષર—અવિનાશી; પરબ્રહ્મ.

અખ્યાતિ—મિથ્યા પ્રતીતિ અથવા ભ્રમ સંબંધે ચાર મત છે. તેમાંનો સાંખ્ય વાળાનં મત. દોરીમાં સર્પ ભાસે, તેને એ મ વાળા ભ્રમ કહેતા નથી, પણ અખ્યા એટલે સામાન્ય જ્ઞાન અને સ્મૃતિ જ્ઞાનનં અવિવેક કહે છે.

અગમ્ય—ગ્રહણ ન થઇ શકે, સમજી શકાય એવું.

અગોચર—ઇંદ્રિઓ તથા મનથી ગ્રહણ ન થ શકે એવું; બ્રહ્મ.

**અજહત લક્ષણા**--ત્રણ લક્ષણામાંની એક, જેમાં વાચ્ય અર્થનો ત્યાગ નહિ કરતાં અધિકનું ગ્રહણ કરવામાં આવે છે.

**અજાતવાદ**--કોઇ કોઇનું કારણ નથી, કાંઇ થતું નથી અને થનારે નથી, છે તેમ છે, બ્રહ્મ કેવલ સત્ય છે, એમ કહેવું તે વાદ.

**અજ્ઞાન**--બ્રહ્મસ્વરૂપ આચ્છાદન કરે તે; અવિદ્યા; માયા; પ્રકૃતિ; પ્રલયાવસ્થા મહાસુષુપ્તિ.

**અતતવ્યાવૃત્તિ**--જડ પદાર્થનો નિષેધ.

**અતિંદ્રિય**--ઇંદ્રિઓથી ગ્રહણ ન થાય તેવું; સૂક્ષ્મ.

**અતિપ્રસંગ**--શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન.

**અતિવ્યાપ્તિ**--(ન્યાય) કોઇ વસ્તુનું લક્ષણ બાંધવામાં જેનો સમાવેશ ન કરવો જોઇએ

તેનો સમાવેશ કરવાનો દોષને જેમ કે જે; સિંગડા હોય તે ગાય.

અત્યંતાભાવ—(ન્યાય) ચાર પ્રકારના અભાવમાંનો એક, જેનો ત્રણે કાલમાં અભાવ હોય તે; જેમકે વાયુ વિષે રૂપ, વંધ્યા પુત્ર, શશલાનું સિંગડું.

અદ્વય—એકજ; બે નહિ; બ્રહ્મ.

અદ્વૈત—એક રૂપ; અનન્ય; જીવ અને બ્રહ્મ અથવા જગત અને બ્રહ્મની એકતા અથવા અભેદ; બ્રહ્મ. એના ત્રણ ભેદ છે. વિશિષ્ટા દ્વૈત, શુદ્ધાદ્વૈત અને કેવલાદ્વૈત.

અધિકારી—વેદ અને વેદાંગનો અભ્યાસ કરી જેણે તેનો અર્થ સારી રીતે જાણ્યો છે, નિષિદ્ધ કર્મના ત્યાગ પૂર્વક, નિત્ય, નૈમિત્તિક અને પ્રાયશ્ચિત કર્મના અનુષ્ઠાનથી અને ઉપાસનાથી પાપ દૂર થઈ જેનું અંતઃક-

કરણ નિર્મળ અને નિશ્ચલ થયું છે, અને જે સાધન ચતુષ્ટય છે સંપન્ન છે, તે મનુષ્ય વેદાંત જ્ઞાનનો અધિકારી એટલે યોગ્યતાવાળો કહેવાય છે. ઉત્તમ, અને મંદ અથવા ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ એવા એના ભેદ છે.

અધિદેવ--ઇંદ્રિઓના દેવતા; સાંખ્ય મત પ્રમાણે જગતનું મૂલ આધારરૂપ સ્વરૂપ જે પુરૂષ તે; બ્રહ્મ.

અધિભૂત--પ્રકૃતિ; અજ્ઞાન; માયા; જગત.

અધિયજ્ઞ--કર્મરૂપ યજ્ઞમાં પ્રવૃતિ કરાવનાર અધિષ્ટાતા; બ્રહ્મ.

અધિષ્ટાન--આધાર; આશ્રય; જેમાં ભ્રાંતિ થાય તે.

અધ્યાત્મ--બ્રહ્મસ્વભાવ; બ્રહ્મભાવ; આત્માનું જ્ઞાન.

અધ્યારોપ--વસ્તુ એટલે બ્રહ્મ તેમાં અવસ્તુ એટલે જડ સમૂહ તેનું આરોપણુ અથવા કથન; અધિષ્ટાન બ્રહ્મમાં જગતનું આરોપણુ અથવા કલ્પના.

અધ્યાસ--વસ્તુનું અન્ય રૂપે ભાસવાપણું; મિથ્યા પ્રતીતિ; કલ્પના; ભ્રાંતિ; દેહ ઇંદ્રિઓ આદિ અનાત્મ પદાર્થોમાં હું અને મારૂં એવો જે ભાવ અથવા બુદ્ધિ

અનન્ય--બીજું નહિ, એકજ, અભિન્ન.

અનન્યભક્તિ--અપરોક્ષાનુભવ.

અનર્થ--અહંતા મમતાથી થતાં દુ:ખ.

અનવસ્થા--(ન્યાય) ૭ દોષમાંનો એક; એકનો કર્તા બીજો, બીજાનો કર્તા ત્રીજો, ત્રીજાનો કર્તા ચોથો, એમ પ્રવાહનું ચાલતું રહેવું તે.

**અનહદ**—અનાહત નાદ–હૃદયમાંથી ઉદય થતો નાદ; પ્રણવનાદ.

**અનાત્મ**—જડ.

**અનાદિ**—આદિ અથવા ઉત્પત્તિ રહિત.

**અનિત્ય**—નાશવંત.

**અનિર્વચનીય**—સત્ છે અથવા અસત્ છે, અથવા શું છે, એમ જેને વિષે કંઇ કહી શકાય નહિ તેનું; માયા; અજ્ઞાન;

**અનિર્વચનીય ખ્યાતિ**—સૃષ્ટિના ઉપાદાન કારણ સંબંધી ભ્રમ વિષે પાંચ મત છે, તેમાંનો વેદાંતિઓનો મત; વિવર્તવાદ; દોરીમાં સર્પ ભાસે તેને એ મતવાળા અનિર્વચનીય ખ્યાતિ કહે છે.

**અનુપપત્તિ**—અસંભવ.

**અનુપલબ્ધિ**—(ન્યાય) ૭ પ્રમાણમાંનું એક પ્રમાણ; અભાવ, જેમકે અત્ર ઘડો નથી.

અનુબંધ--ગ્રંથનો વિષય, સંબંધ, પ્રયોજન અને અધિકારી એ ચાર અનુબંધ કહેવાય છે. ગ્રંથનો અર્થ યોગ્ય રીતે સમજવામાં એ અનુબંધ ઉપયોગી છે.

અનુભવ—વૃત્તિમાં સ્થિર થવું તે; જેવું જાણવું તેવા થવું તે; સ્મૃતિથી ભિન્ન જ્ઞાન.

અનુમાન--(ન્યાય) છ પ્રમાણમાંનું એક પ્રમાણ, જેના દ્વારા અનુમિતિથી સ્વરૂપ જ્ઞાન થાય, જેમકે પર્વત ઉપર ધુમાડો છે, તેથી ત્યાં અગ્નિ છે.

અનુસંધાન—ચિંતન, વિચાર.

અનંત—દેશ, કાળ અને વસ્તુના પરિચ્છેદ રહિત.

અંગાંગિભાવ—(ન્યાય) આશ્રય અને આશ્રયીનો સંબંધ; ગૌણ મુખ્ય ભાવ.

અંતઃકરણ—અંદરનું જ્ઞાનનું સાધન, જેમાં ચેતનનો આભાસ અથવા પ્રતિબિંબ પડે

છે તે. એનાં પરીણામ અથવા વૃત્તિ ચાર
છે, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર; સત્વ.

અંતર્યામિ—સર્વ જીવન, હૃદયમાં રહી સર્વની બુદ્ધિનો નિયામક અને કાર્મનો પ્રેરક; ઇશ્વર.

અંધગોલાંગૂલન્યાય--(ન્યાય) ભૂલા પડેલા આંધળા માણસને બળદનું પૂછડું પકડાવી કહેવામાં આવે કે પૂછડું છોડવું નહિ, એ તને તારે ઘેર પહોંચાડશે. તેમ કર્યાથી તે માણસ દુઃખી થાય છે, તેમ ભેદવાદી સ્વાર્થી ગુરૂ શિષ્યને ઉપદેશ કરે કે અમારો મત ખરો છે, તે છોડવો નહિ. તેથી તને સુખ પ્રાપ્ત થશે. પણ તેમ કર્યાથી શિષ્ય જન્મ મરણનું મહા દુઃખ અનુભવે છે. એ અંધગોલાંગૂલન્યાય કહેવાય છે.

અંશ-ભાગ; સર્વ પદાર્થમાં પાંચ અંશ છે, અસ્તિ, ભાતિ, પ્રિય, નામ અને રૂપ.

અન્નમય કોશ—પંચ કોશમાનો એક; અન્નથી ઉતન્ન થયલો દેહ; સ્થૂલ શરીર

અન્યથાખ્યાતિ—ભ્રમ સંબંધી પાંચ મતમાનો ન્યાયવાળાનો મત; બીજી રીતે થતું ભાન અને કથન; જેમ દોરીમાં સર્પ ભાસે તે નેત્રના દોષથી થાય છે.

અન્યોન્યાધ્યાસ—જીવે કરી કુટસ્થનું ઢંકાઇ જવું તે, સદ્રૂપ અદ્વૈત અને મિથ્યા દ્વૈતની એકતા માનવી તે.

અન્યોન્યાભાવ—(ન્યાય) ચાર પ્રકારના અભાવમાનો એક અભાવ, જેમ ઘટ એ પટ નથી અને પટ એ ઘટ નથી.

અન્યોન્યાશ્રય દોષ—(ન્યાય) છ દોષમાનો એક, એક બીજાનો અરસપરસ કર્તા કહેવો તે.

અપંચિકૃત—પંચિકરણની રીતે મિશ્ર થયલું નહિ એવું; સૂક્ષ્મ.

અપરાપ્રકૃતિ—બંધન કર્તા કનિષ્ટ પ્રકૃતિ; ક્ષેત્ર.

અપરિગ્રહ—(યોગ) અષ્ટાંગયોગમાંના યમને એક પ્રકાર; સંગ્રહ ન કરવું તે; અસ્વિકાર; ત્યાગ.

અપરોક્ષ જ્ઞાન—બ્રહ્મનું પ્રત્યક્ષ જ્ઞાન; હું બ્રહ્મ છું એમ જાણવું તે; સાક્ષાત્કાર; મોક્ષ.

અપવર્ગ—દુઃખનો નાશ; મોક્ષ.

અપવાદ—દોરીમાં સર્પ ભાસે તે સર્પ મિથ્યા છે, એમ સમજવું તે; અધિષ્ટાન શેષ; બાધ, નિષેધ, લય.

અપાન—પંચ પ્રાણમાંનો એક પ્રાણ જે ગુદા સ્થાનમાં રહે છે અને મલ મૂત્રને નિચે લઇ જવાની ક્રિયા કરે છે તે.

અપૂર્વતા—વેદાર્થ નિર્ણય કરવાના ષડ્લિંગમાંનું એક; અન્ય પ્રમાણથી સિદ્ધ ન થઇ શકે તે.

અપ્રમેય--પ્રમાણુથી જાણી ન શકાય એવું, પ્રમાણુનો અવિષય.

અભાવ--(ન્યાય) અસ્તિત્વમાં ન હોવું તે. જે વસ્તુ નથી એ રૂપી જાણી શકાય, તે તેનો અભાવ કહેવાય છે. પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અન્યોન્યાભાવ, અને અત્યંતાભાવ, એ ચાર પ્રકારનો અભાવછે.

અભિજ્ઞાન--સાક્ષાત્કાર.

અભિનિવેશ--(યોગ) પંચ ક્લેશમાંનો એક; મરણનો ભય.

અભેદ--કોઈ પણ પ્રકારનો ભેદ માન્યા વિના સર્વત્ર એકતા; અદ્વૈત.

અભેદ વાદ--અદ્વૈત વાદ.

અભ્યાસ--વેદાર્થ નિર્ણય કરવાના ષડ્લિંગમાંનું એક; પ્રતિપાદન કરવાની વાત પુનઃ પુનઃ કહેવી તે.

અમૃત--મોક્ષ.

અયથાર્થ જ્ઞાન--સંશય, વિપર્યય.

અયુતસિદ્ધ--જે એક બીજાને આશ્રયે રહે તે સમવાય સંબંધ, જેમ ગુણ અને ગુણી અવયવ અને અવયવી; જાતિ અને વ્યક્તિ ક્રિયા અને ક્રિયાવાન.

અરિષટક-કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ શત્રુ.

અર્ચિમાર્ગ—દેવતાની જ્યોતિરૂપ સૂર્યમાં પ્રવેશ થવાનો માર્ગ; સૂર્યપ્રાણમાં ઉત્તરાયનમાં દેહોત્સર્ગ થવાથી સૂર્યમાં ગતિ થાય તે માર્ગ; દેવયાન.

અર્થ--ચાર પુરૂષાર્થમાનો એક; ભોગના સાધન ધન; દોલત.

અર્થવાદ--સ્તુતિ.

અર્થાપત્તિ--(ન્યાય) છ પ્રમાણમાનું એક પુષ્ટદેવદત્ત દિવસે ભોજન કરતો નથી, એમ

જોવા પછી તે રાત્રે ભોજન કરતો હશે, એવી કલ્પના કરવામાં આવે, તે અર્થાપત્તિ પ્રમાણ કહેવામાં આવે છે.

અવચ્છેદવાદ—જીવ ઇશ્વિરના સ્વરૂપ વિષે ત્રણ મત છે, તેમાંનો એક; શુદ્ધ સત્વગુણ સહિત માયાવિશિષ્ટ ચેતન ઇશ્વિર કહેવાય છે, અને મલિન સત્વગુણ સહિત અવિદ્યાના અંશ વિશિષ્ટ ચેતન જીવ કહેવાય છે. એને અવચ્છેદ વાદ કહે છે.

અવસ્તુ—અજ્ઞાનાદિ સકલ જડ સમદાય; મહા પ્રપંચ; અનાત્મ પદાર્થ.

અવસ્થા—અંતઃકરણ અથવા જીવની સ્થિતિ. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્ત, એવા ત્રણ એના ભેદ છે.

અવાંતરવાક્ય—વેદના જે વચનથી પરમાત્માના અથવા જીવના સ્વરૂપનું જ્ઞાન થાય તે. એ વાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે.

અવિદ્યા—અનાદિકાલનું અજ્ઞાન, માયા; પ્રકૃતિ એના બે પ્રકાર છે, મૂલા અને તૂલા. પાંચ કલેશ માંનો એક કલેશ.

અવ્યકત—સ્પષ્ટ ન જણાય તેવું; પ્રમાણથી ભિન્ન પ્રકટ ન થઈ શકે તેવું; ઇંદ્રિઓથી અગોચર; બ્રહ્મ; પ્રકૃતિ; માયા.

અવ્યભિચાર—અવિયોગ, નિત્ય સંબંધ.

અવ્યય—જન્મ મરણ રહિત; અવિનાશી.

અવ્યાકૃત—નામ રૂપ રહિત; માયા; પ્રકૃતિ.

અવ્યાપ્તિ—( ન્યાય ) કોઇ વસ્તુનું લક્ષણ બાંધવામાં જેનો સમાવેશ કરવો જોઇએ તેનો સમાવેશ ન થાય તે દોષ; જેમકે જે કાળી હોય તે ગાય.

અસત—જેની ત્રણે કાલમાં પ્રતીતિ થાય નહિ તેવું; મિથ્યા; નાશવંત.

અસત્ ખ્યાતિ—પાંચ ખ્યાતિ અથવા ભ્રમમાંનો

એક; દોરીમાં સર્પ ભાસે તેને શૂન્ય વાદીઓ અસત્ ખ્યાતિ કહે છે.

અસંગ—દેહ, ઇંદ્રિયો આદિના સંબંધ રહિત; વૈરાગ્ય.

અસંપ્રજ્ઞાત સમાધિ—ત્રણે કાલને વિશે અદ્વૈત વિલાસની ભાવનાનોજ આનંદ; નિર્વિકલ્પ સમાધિ.

અસંભવ—(ન્યાય) કોઇ વસ્તુનું લક્ષણ બાંધવામાં અસંભવિત ગુણ કહેવા તે દોષ; જેમકે બોલે છે તે ગાય, ચાલે છે તે પર્વત.

અસંભાવના—બ્રહ્મ છે અથવા નથી, જીવ અને બ્રહ્મ એક છે કે ભિન્ન છે, એવા સંશય, સંદેહ જાળ. પ્રમાણગત અને પ્રમેયગત એવા એના બે ભેદ છે.

અસંસક્તિ—જ્ઞાનીની સાત ભૂમિકામાંની પાંચમી ભૂમિકા; સવિકલ્પ સમાધિ વડે ચિત્તવૃત્તિને રૂંધી નિર્વિકલ્પ સમાધિમાં જવું તે.

અસ્તિ—બ્રહ્મના ત્રણ અંશ-અસ્તિ, ભાતિ, અને પ્રિય, તેમાનો એક; છે.

અસ્તેય—(યોગ) અષ્ટાંગ યોગમાનું પહેલું અંગ જે યમ, તેનો એક પ્રકાર; ચોરી ન કરવી.

અસ્મિતા—પંચ ક્લેશમાંનો એક; અંતઃકરણ વિષે ચેતનનો તાદાત્મ્યાધ્યાસ; અહંકાર.

અષ્ટાંગ—(યોગ) યોગના આઠ અંગ-યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ.

અહંકાર—અંતઃકરણની ચાર વૃત્તિમાંની એક, જે હું એવું અભિમાન કરે છે તે.

અહંગ્રહ ધ્યાન—સગુણ અથવા નિર્ગુણ બ્રહ્મને પોતાની સાથે અભેદ કરીને હું બ્રહ્મ છું, એમ ચિંતન કરવું તે.

અહિંસા—(યોગ) અષ્ટાંગમાના યમનો એક પ્રકાર; કોઇ પણ પ્રાણીને મન, વાચા, કાયાથી કાંઇ પણ પિડા ન કરવી તે.

આકાશ—પંચમહાભૂતમાંનું પ્રથમ તત્વ; વૈશેષિક મતવાળાના ૯ દ્રવ્યમાનું એક દ્રવ્ય. ઘટાકાશ, જલાકાશ, મેઘાકાશ, અને મહાકાશ એવાં એના ચાર ભેદ છે.

આગમ—વેદ; શાસ્ત્ર; જ્ઞાન; શબ્દ પ્રમાણ.

આગામિ કર્મ—વર્તમાન શરીરે થતાં પુણ્ય પાપ રૂપ કર્મ; ક્રિયમાણ કર્મ.

આંતર પ્રપંચ—પંચકોશ, ત્રણ શરીર, ત્રણ અવસ્થા અને તેના ત્રણ અભિમાના, ત્રણ ગુણ, પાંચ ક્લેશ, ષડ્ભા-

વિકાર, ષડ્ઊર્મી, છ અરિ, ચાર સાધન, ચાર મૈત્ર્યાદિભાવ, અષ્ટાંગ યોગ, છ પ્રમાણ, રોગ અને આરોગ્ય એ સર્વ મળીને આંતર પ્રપંચ કહેવાય છે.

આત્મખ્યાતિ—પાંચ ખ્યાતિ અથવા ભ્રમમાંનો એક; દોરીમાં સર્પ ભાસે તેને વિજ્ઞાન વાદિઓ આત્મખ્યાતિ કહે છે.

આત્મજ્ઞાન—બ્રહ્મ જ્ઞાન; તત્વજ્ઞાન.

આત્મદર્શન—આત્માનો સાક્ષાત્કાર.

આત્મનિવેદન—નવ પ્રકારની ભકિત છે તેમાં છેલ્લો પ્રકાર; પ્રેમલક્ષણાભકિત; અપરોક્ષાનુભવ.

આત્મા—સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીરથી વિલક્ષણ, પંચ કોશથી ભિન્ન, જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાનો સાક્ષી સચ્ચિદાનંદ સ્વરૂપ; વેદાં

તના મહાવાક્યમાં કહેલું ત્વંપદ; ગૌણાત્મા, મિથ્યાત્મા અને મુખ્યાત્મા, એવા આત્માના ત્રણ ભેદ છે.

**આત્માશ્રય**—(ન્યાય) ૭ દોષમાંનો એક; ક્રિયાના કર્તા અને કર્મ ભિન્ન જોઇએ. એક હોય તો આત્માશ્રય દોષ થાય છે.

**આત્યંતિક**—અનંત; અતિશય; સર્વોતમ.

**આધિ દૈવિક દુઃખ**—ત્રણ પ્રકારના દુઃખમાંનું એક જે દૈવયોગે થાય છે તે. ટાઢ, તાપ, ભૂત, પ્રેત, દુકાળ, મરકી આદિથી થતાં દુઃખ

**આધ્યાત્મિક દુઃખ**—રોગ, ભુખ, તરસ, શોક, મોહ, આદિથી થતાં દુઃખ

**આનંદ**—બ્રહ્મ જ્ઞાનથી થતું સુખ, બ્રહ્માનંદ, વિષયાનંદ, અને વાસનાનંદ એવા ત્રણ પ્રકારનો આનંદ છે.

આનંદમય કોશ—પંચ કોશમાંનો એક; કારણ શરીરરૂપ અવિદ્યામાં રહેલી પ્રિય, મોદ અને પ્રમોદ એ વૃત્તિઓ સહિત મલિન સત્ત્વ
આપ્ત પુરૂષ—વિશ્વાસ યોગ્ય પુરૂષ; યથાર્થ વકતા.
આભાસ—છાયા, અજ્ઞાન.
આભાસવાદ—જીવ ઇશ્વરના સ્વરૂપ વિષે ત્રણ મત છે, તેમાંનો એક. શુદ્ધ સત્વગુણ સહિત માયામાં બ્રહ્મનો આભાસ તે ઇશ્વર અને મલિન સત્વગુણ સહિત અવિદ્યાનાં અંશમાં આભાસ તે જીવ, એમ માનવું તે આભાસવાદ છે.
આમુષ્મિક—પરલોક સંબંધી.
આરંભવાદ—જગતની ઉત્પત્તિ સંબંધી ત્રણ મત છે, તેમાંનો એક; પરમાણુંથી જગત ઉત્પન્ન થયું છે, એમ માનવું તે. એ મત ન્યાય, વૈશેષિકવાળાંનો છે.

આરોપ—એક વસ્તુના ધર્મ બીજી વસ્તુને લગાડવા તે; કલ્પનાં; ભ્રાંતિ.

આર્જવ—મન, કર્મ, વાણીથી સદા એક રૂપે રહેવું તે; સરલતા.

આવરણ—બ્રહ્મસ્વરૂપને ઢાંકવું તે.

આવરણ શાક્ત—માયાની બે શક્તિ છે તેમાંની એક જે આત્માને ઢાંકે છે, અને જેથી આત્મામાં કર્ત્તા ભોક્તાની અને સુખ દુ:ખની ભાવના ઉપજે છે.

આશ્રય—ધાર્મિક જીવનનો વર્ગ બ્રહ્મચર્ય ગ્રહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસ્ત એ ચાર આશ્રમ છે.

આસક્તિ—વિષય ભોગની ઇચ્છા; સ્ત્રી, પુત્ર, ધન આદિ વિષયોમાં પ્રીતી; સંગ.

આસંગ—કર્તૃત્વ ભોક્તૃત્વ સંબંધ.

આસન—(યોગ) યોગના આઠ અંગમાનું ત્રીજુ અંગ—યોગના ૮૪ આસન છે, તેમાં સિદ્ધ, પદ્મ, ભદ્ર, અને સિંહ, એટલાં આસન કહેવાય છે.

આસુરી સંપત્—અધમ વાસના; રજો ગુણ તમો ગુણની વૃત્તિઓ; કામ, ક્રોધ, લોભ, મોહ આદિ અશુભ વૃતિઓ

ઈદંતા—આપણું.

ઇંદ્રિય—જ્ઞાન અને કર્મના સાધન; જ્ઞાનેંદ્રિય એવા એના બે ભેદ છે.

ઇષ્ટાપૂર્ત—ધર્માદા કામો, જેવાં કે યજ્ઞાગાદિ કરવા, વાવ કુવા ખોદવાના અને ધર્મશાળા દવાખાના કરવા તે.

ઇક્ષણુ—જેવું તે.

ઇશ્વર—માયામાં ચેતનનો આભાસ અથવા પ્રતિબિંબ; માયાના સંબંધવાળું ચેતન

વેદાંતના મહાવાકયમાં કહેલું તત્પદ; માયાનો નિયામક; અંતર્યામી; સમષ્ટિ અજ્ઞાન ઉપાધિ સહિત ચેતન.

ઇશ્વરપ્રણિધાન—યોગના આઠ અંગમાના નિયમનો એક પ્રકાર; ઉપાસના.

ઉદાન—પંચ પ્રાણમાંનો એક જેનું કંઠ સ્થાન છે અને શ્વાસ ક્રિયા છે તે.

ઉદાસિન અવસ્થા—સુખ અને દુઃખની વચેના સંધિકાળમાંની અવસ્થા; કસામાં આ સક્તિ નહિ એવી સ્થિતિ.

ઉદાહરણ—(ન્યાય)વ્યાપ્તિ સહવર્તમાન દૃષ્ટાંતનું કથન કરવું તે, જેમકે જે ધુમવાન હોય છે તે અગ્નિવાન હોય છે.

ઉદ્દેશ—(ન્યાય) નામ માત્રથી વસ્તુનું કથન.

ઉદ્‌ભિજ્જ—પ્રાણીઓની ચાર જાતમાંની એક; વનસ્પતિ.

ઉપક્રમ—વેદાર્થ નિર્ણય કરવાના ષડ્લિંગમાનું એક; પ્રારંભ.

ઉપનય—જુઓ પંચાવયવ.

ઉપનિષદ—બ્રહ્મ જ્ઞાનથી અજ્ઞાનનો નાશ કરવો તે; વેદાંત.

ઉપપત્તિ—(ન્યાય) પ્રતિપાદન કરવાની યુક્તિ.

ઉપમાન—(ન્યાય) છ પ્રમાણમાનું એક; મુકાબલો કર્યાથી જ્ઞાન થાય તે, જેમ ગાયના જેવું રોઝ છે.

ઉપરિત—ઉપરામ—બ્રહ્મ પ્રવૃત્તિની નિવૃત્તિ; ઇંદ્રિઓનું પોતપોતાના વિષયોથી પાછા હઠવું તે; વિષયોના ગ્રહણની અરુચિ.

ઉપસંહાર—વેદાર્થ નિર્ણયના ષડ્લિંગમાનું એક; સમાપ્તિ.

ઉપાદાન કારણ—જેનો કાર્યના સ્વરૂપમાં પ્રવેશ હોય અને જે વિના કાર્યની સ્થિતિ

હોય નહિ તે; જેથી ઉત્પત્તિ અને સ્થિતિ અને જેમાં લય થાય એવું કારણ; આદિ કારણ, જેમ મૃતિકા એ ઘડાનું ઉપાદાન કારણ છે. (ન્યાય) સમવાયિકારણ. આરંભ પરિણામ અને વિવર્ત એવા ત્રણ ભેદ એના છે.

ઉપાધિ—જે વસ્તુનો સ્વરૂપ વિષે પ્રવેશ હોય નહિ અને સ્વરૂપને અન્યપદાર્થથી ભિન્ન કરીને જણાવે તે; જેમ ઘટાકાશ છે, તેમાં ઘટ આકાશનો ઉપાધિ છે; માયાએ ઇશ્વર નો ઉપાધિ છે અને અવિદ્યા એ જીવનો ઉપાધિ છે.

ઉપાસના—ઇષ્ટદેવના સ્વરૂપાકાર અંતઃકરણની વૃત્તિ; ધ્યાન; ભક્તિ.

એકાગ્રતા—ચિત્તની પાંચ અવસ્થા છે તેમાની ચોથી અવસ્થા; સમાધિ કાળમાં ચિત્ત

બ્રહ્માકાર બની રહે છે તે.સંપ્રજ્ઞાત સમાધિ.

એષણા—આસક્તિ; તૃષ્ણા; રાગ; લોકૈષણા, વિત્તૈષણા અને પુત્રૈષણા એવા એના ત્રણ ભેદ છે.

ઐહિક—આ લોક સંબંધી.

ઓમ્ }
ૐકાર } એ બ્રહ્મ વાચક શબ્દ બ્રહ્મ રૂપ છે; અક્ષર બ્રહ્મ; શબ્દ બ્રહ્મ; એમાં અ, ઉ, અને મ, એ ત્રણ અક્ષર છે. અ વિરાટ અને વિશ્વવાચક છે; ઉ હિરણ્ય ગર્ભ અને રૂદ્રવાચક છે; અને મ ઇશ્વર તથા બ્રહ્મા વાચક છે; પ્રણવ; બ્રહ્મનું પ્રતિક; બ્રહ્મમયતા,

કંઠમણિ ન્યાય—ગળામાંનો હાર ગળામાં છે, તે વાત ભૂલી જઈ તે ખોવાઇ ગયો એમ માની તે શોધવા માણસ ફાંફાં મારે અને દુઃખી થાય; તેમ મોક્ષ સ્વતઃ સિદ્ધ છે,

છતાં તે વાત સમજાતી નથી. એને કંઠ મણી ન્યાય કહે છે.

કરણ—સાધન; અસાધારણ કારણ.

કર્મ—કાયિક, વાચિક, માનસિક ક્રિયા; એના બે પ્રકાર છે–વિહિત અને નિષિદ્ધ. વિહિત કર્મના ચાર પ્રકાર છે–નિત્ય, નૈમિતિક, કામ્ય અને પ્રાયશ્ચિત. વળી સંચિત, આગામિ અને પ્રારબ્ધ એવા પણ ભેદ કર્મના છે. તેમ પુણ્ય, પાપ અને મિશ્રિત કર્મ એવાપ્રકાર પણ છે.

કર્મેંદ્રિય—જે વડે કર્મ થાય તે ઇંદ્રિય. વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ (ગુહ્યઇંદ્રિ) એ પાંચ કર્મેંદ્રિય છે.

કષાય—રાગદ્વેષાદિના સંસ્કાર; વિષયવાસાના; તીવ્રવાસના વડે અંતઃકરણની જડતા જેની સ્થિતિ, શૂન્યતા. નિર્વિકલ્પ સમાધિમાં ચાર

વિઘ્ન છે તેમાંનું એક જે ચિત્તને વિષયો તરફ પુનઃ પુનઃ આકર્ષે છે તે; રાગ.

કામ—રજોગુણના કાર્યરૂપ રાગ, ઇચ્છા.

કામ્યકર્મ—ફલના નિમિત્તે કરેલું કર્મ; સ્વર્ગાદિક સુખ પ્રાપ્તિના કારણરૂપ કર્મ, જેવાં કે અગ્નિહોત્ર, સોમયાગ.

કારણ—જે વડે કાર્ય ઉત્પન્ન થાય તે. એના બે પ્રકાર છે. ઉપાદાન અને નિમિત્ત.

કારણ શરીર—સ્થૂલ અને સૂક્ષ્મ શરીરનું કારણ જે અવિદ્યા તે.

કારણ બ્રહ્મ—માયા વિશિષ્ટ ચેતન, ઇશ્વર.

કાર્ય બ્રહ્મ—માયાકૃત કાર્યવિશિષ્ટ ચેતન.

કાલ પારચ્છેદ—કાલથી ભેદ, વિભાગ થયા હોય તે, જેમ કે આજ, કાલ, મહિનો, વર્ષ, યુગ ઇત્યાદિ.

કૂટસ્થ—સ્થૂલ અને સૂક્ષ્મ દેહના અધિષ્ઠાનરૂપ

નિર્વિકાર ચૈતન્ય; પ્રત્યગાત્મા; સાક્ષી.

કૈવલ્ય—કેવલ જ્ઞાન સ્વરૂપ બ્રહ્મભાવ; બ્રહ્મરૂપ થવું તે; મોક્ષ.

કોશ—આત્માનું આચ્છાદન કરનાર ઢાંકણ, પડદો. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશ છે.

કૌશિકષટક—ત્વચા, માંસ, રૂધીર, મેદ, મજ્જા અને અસ્થિ એ છ કૌશિકષટક કહેવાય છે.

કૃતકૃત્ય—કરવા યોગ્ય સઘળું જેણે કર્યું હોય તે પુરૂષ.

કૃત નાશ—કરેલાં કર્મોના ફળ ભોગવ્યા વિના કર્મનો નાશ.

ક્લેશ—(યોગ) જીવનાં દુ:ખનું કારણ. એ ક્લેશ પાંચ છે—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ.

**ક્ષિપ્ત**—ચિત્તની પાંચ અવસ્થા છે, તેમાંની પેહેલી અવસ્થા. રજોગુણના પરિણામ રૂપ દૃઢ અનાત્મ વાસનાવાળું ચિત્ત ક્ષિપ્ત કહેવાય છે.

**ક્ષેત્ર**—પ્રકૃતિ; શરીર; જડસમૂહ.

**ક્ષેત્રજ્ઞ**—જ્ઞાતા; બ્રહ્મ; જીવ.

**ખ્યાતિ**—સૃષ્ટિના ઉપાદાન કારણ સંબંધી ભ્રમ અથવા મિથ્યા પ્રતીતિ; એના પાંચ ભેદ છે–અસત ખ્યાતિ, આત્મખ્યાતિ, અન્યથા ખ્યાતિ, અખ્યાતિ અને અનિર્વચનીય ખ્યાતિ.

**ગુણ**—પ્રકૃતિના ધર્મ. એ ત્રણ છે. સત્વગુણ રજોગુણ અને તમોગુણ.

**ગૌણાત્મા**—પુત્ર.

**ગૌરવ**—(ન્યાય) એક માનવાથી ખુલાસો થતો હોય ત્યાં કારણ વિના બે માનવા પડે તે દોષ.

ગ્રંથિભેદ--હૃદયગ્રંથિ એટલે ચિત્તમાની ઇચ્છાને તોડવી તે; આત્મા ઇચ્છાદિ ધર્મ રહિત, અસંગ અને ત્રણે કાલમાં એકરૂપ છે, એ પ્રકારનું જ્ઞાન તેજ ગ્રંથીભેદ કહેવાય છે.

ઘટાકાશ--ઘડામાં રહેલું આકાશ.

ઘોરવૃત્તિ--રજોગુણથી ઉત્પન્ન થયલી તૃષ્ણા, સ્નેહ, રાગ, લોભાદિ ઘોર વૃત્તિ કહેવાય છે.

ચક્રિકા દોષ--(ન્યાય) જગતનો કર્તા ઇશ્વર છે કે નહિ તેનો વિચાર કરવામાં છ દોષ નડે છે તેમાંનો એક. એકનો કર્તા બીજો, બીજાનો કર્તા ત્રીજો, અને ત્રીજાનો કર્તા પેહેલો એમ ચક્રનું ભ્રમણ માનવું તે,

ચિત્, ચેતન, ચૈતન્ય--જ્ઞાન; બ્રહ્મ ઉપાધિથી એના ચાર ભેદ છે-કુટસ્થ, જીવ, ઇશ્વર અને બ્રહ્મ.

ચિદાભાસ—બુદ્ધિમાં ચેતનનો આભાસ; ચૈતન્ય

જેવું ભાસે પણ તેના લક્ષણ રહિત તે; જીવ.

ચિત્ત—ચિંતન કરનારી અંતઃકરણની વૃત્તિ.

ચોદના—વિધિ, ક્રિયા પ્રવર્તક વચન; પ્રવર્તક; આદેશ.

ચૌદભૂવન—બ્રહ્માંડ, જેમાં ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, જનલોક, મહર્લોક, તપલોક અને બ્રહ્મલોક કે સત્યલોક એ સાત ઉપરના ભુવન છે, અને અતલ, વિતલ, સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ અને પાતાલ એ સાત નિચેના ભૂવન છે.

જગત—નામરૂપાત્મક માયાનો અનિર્વચનીય પ્રવાહ; પ્રપંચ.

જરાયુજ—ચાર પ્રકારના પ્રાણી છે, તેમાં જે ઓરમાંથી ઉત્પન્ન થાય છે તે.

જલાકાશ—જલ ભરેલા ઘડામાં આકાશનું પ્રતિબિંબ પડે છે તે.

જહતી લક્ષણા—ત્રણ લક્ષણામાંની એક, જેમાં વાચ્ય અર્થને ત્યાગ કરી તેને સંબંધ રાખતો બીજો અર્થ ગ્રહણ કરવામાં આવે છે; જેમકે ગંગામાં ગામ છે. ત્યાં ગંગા નદીના પ્રવાહનો ત્યાગ કરી ગંગાનો કાંઠો એવો અર્થ લેવામાં આવે છે.

જહતી અજહતી લક્ષણા–ત્રણ લક્ષણામાંની એક, જેમાં પદના વાચ્ય અર્થમાંથી એક ભાગનો ત્યાગ કરી એક ભાગનું ગ્રહણ કરવા આવે છે. જેમ તે તું છે, તે આ છે. એને ભાગ ત્યાગ લક્ષણા પણ કહે છે.

જલ્પવાદ—(ન્યાય) પરપક્ષ દુષિત કરવો અને પોતાનો પક્ષ સિદ્ધ કરી દેખાડવો તે; પોતાનો પક્ષ સ્થાપન કરવાનો દુરાગ્રહ.

જાગૃદવસ્થા—અંતઃકરણની ત્રણ અવસ્થામાંની એક જેમાં જીવ ઇંદ્રિઓ દ્વારા બહારના પદાર્થોનો અનુભવ કરે છે.

જીવ—બુધ્ધિમાં પડેલું ચેતનનું પ્રતિબિંબ; ચિદાભાસ; ચૈતન્ય, બુદ્ધિ અને ચૈતન્યની છાયા એ ત્રણનો સમૂહ તે જીવ; ઉપાધિના ભેદથી એ વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ કહેવાય છે. પારમાર્થિક, વ્યાવહારિક અને પ્રાતિભાસિક એવા પણ ભેદ છે.

જીવકૃત દ્વૈત—મને કલ્પેલું જગત, સ્ત્રી, પુત્રાદિક.

જીવન્મુક્તિ—શરીર સહિત પુરૂષને સંસાર બંધનની ભ્રાંતિનો અભાવ; અજ્ઞાનની નિવૃત્તિ; દેહાદિ મિથ્યા છે, એમ સમજી સંસારમાં રહ્યા છતાં બ્રહ્મ સ્વરૂપે સ્થિતિ.

જીજ્ઞાસુ—ચાર પ્રકારના મનુષ્યો કહેવાય છે,

તેમાં જેઓ ઉત્તમ સંસ્કારે કરી સત્ શાસ્ત્રનું શ્રવણ કરી જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવતા હોય તે જીજ્ઞાસુ કહેવાય છે.

જ્ઞાન--જીવ અને બ્રહ્મ ભિન્ન નથી, પણ એક છે, એમ જાણવું અને તે પ્રમાણે વર્તવું તે; બ્રહ્મ અને આત્માનું એકત્વ અનુભવવું તે. પરોક્ષ અને અપરોક્ષ એવા બે પ્રકાર એના છે. ન્યાયમાં પ્રમાજ્ઞાન અથવા યથાર્થ જ્ઞાન અને સ્મૃતિજ્ઞાન એવા બે ભેદ છે.

જ્ઞાનેંદ્રિય—જે ઇંદ્રિઓવડે જ્ઞાન થાય તે; શ્રોત્ર, ત્વચા, નેત્ર, જીભ અને નાસિકા એ પંચ જ્ઞાનેંદ્રિય છે.

તત્પદ—બ્રહ્મ; ઇશ્વર.

તત્ત્વ—શુદ્ધ, અખંડ, સચ્ચિદાનંદસ્વરૂપ; સાંખ્યના તત્ત્વ ૨૫ છે, તેમાં પુરૂષ અને

પ્રકૃતિ એ બે મુખ્ય તત્વ છે.

**તત્વજ્ઞાન**—આ સંસાર માયામય છે, અને આત્મા ચૈતન્યસ્વરૂપ છે, એમ જાણવું તે.

**તત્વાનુસંધાન**—આત્મસાક્ષાત્કાર.

**તપ**—દેવ, દ્વિજ, ગુરૂ આદિની પુજાથી માંડી શરીર, વાણી, મન થકી અમુક નિયમ લઇ કષ્ટ કરવું તે; યોગના અષ્ટાંગમાંના નિયમનો એક પ્રકાર.

**તમોગુણ**—પ્રકૃતિના ત્રણ ગુણમાંનો એક; અજ્ઞાન, આલસ, નિદ્રા, પ્રમાદ એ એનાં લક્ષણ છે.

**તર્કશાસ્ત્ર**—ન્યાય અને વૈશેષિક દર્શન.

**તાદાત્મ્ય**—એકતા; ઐક્ય; અભેદ; એક પ્રકારનો સંબંધ; એના ત્રણ ભેદ છે-સહજ, કર્મજ અને ભ્રાંતિજન્ય. ચિદાભાસ સાથે અહંકારનું તાદાત્મ્ય સહજ છે, દેહની સાથેનું કર્મજ છે અને આત્માની સાથનું ભ્રાંતિજન્ય છે.

તાપ ત્રય—ત્રણ પ્રકારના દુઃખ—આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક.

તિતિક્ષા—દુઃખો મટાડવાનો ઉપાય કર્યા વિના અને ચિંતા તથા ખેદ રહિત સર્વદુઃખો સહન કરવાનું બલ; છ સંપત્તિમાની એક.

તિર્યક્—પશુ પક્ષી.

તુરીયાવસ્થા } તુરીયપદ } જ્ઞાનીની સાત ભૂમિકામાની છેલ્લી ભૂમિકા, જ્યારે જ્ઞાની સર્વદા તન્મય થઈ વૃત્તિ માત્રના સ્ફુરણ રહિત થઈ નિર્વિકલ્પમાંજ રહે; બ્રહ્મપદ, મોક્ષ.

તુલા અવિદ્યા—જે ઘટાદિ ઉપાધિવાળા ચૈતન્યને ઢાંકે તે અવિદ્યા.

તૈજસ—વ્યષ્ટિ સૂક્ષ્મ શરીર અને સ્વપ્નાવસ્થાનો અભિમાની તેજમય વૃત્તિવાળો જીવ.

ત્વંપદ—સાક્ષી લક્ષણવાળું જ્ઞાન, આત્મા; જીવ.

દમ—૭ સંપત્તિમાની એક; કર્મેંદ્રિઓ તથા જ્ઞાનેંદ્રિઓને તેમના વિષયોથી પાછી વાળી પોતપોતાના ગોલકમાં સ્થિર કરવી તે. બાહ્યઇંદ્રિઓનું દમન અથવા નિગ્રહ.

દર્શન—તત્વવિચારના માર્ગો અથવા મત. ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મિમાંસા અને વેદાંત, એ ૭ દર્શન છે.

દૃષ્ટા—આત્મા.

દૃશ્ય—આકાર રંગવાળો સ્થૂલ પદાર્થ; જગત.

દૃષ્ટિસૃષ્ટિવાદ—દૃષ્ટિ સમયે સૃષ્ટિજ્ઞાન હોય ત્યાં સુધી સૃષ્ટિ, એમ કહેવું તે; સર્વ પ્રપંચનો સુષુપ્તિમાં લય થાય છે તે.

દ્રવ્ય—(ન્યાય) જે વસ્તુ કોઇ ગુણ કે ક્રિયાના આશ્રયરૂપ હોય તેનું નામ દ્રવ્ય. દ્રવ્ય નવ છે. પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિશા, આત્મા અને મન.

દેવયાન—સૂર્ય પ્રાણમાં દેહોત્સર્ગ થવાથી સૂર્યમાં ગતિ થાય તે માર્ગ; અર્ચિ માર્ગ એમાં જવાથી ફરી મનુષ્ય થવું પડતું નથી.

દેશપરિચ્છેદ—સ્થળથી ભેદ, વિભાગ થાય તે.

દેહી—દેહમાં રહી તેનો નિયાપક સાક્ષી છે તે; આત્મા.

દૈવિસંપત્—દિવ્ય વાસના; સાત્વિક વૃત્તિ.

દોષ—(ન્યાય) જગતનો કર્તા કોણ છે તે સંબંધી વિચાર કરવામાં ૭ દોષ એટલે વિરૂદ્ધતા નડે છે તે. એ દોષ ૭ છે—આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકા, અનવસ્થા, વિનિગમનવિરહ અને પ્રાગ્લોપ.

દ્વૈત—ભેદ; જગત.

દ્વૈતવાદ—જીવ અને બ્રહ્મનો પારમાર્થિક ભેદ માનવો તે મત.

ધારણા—યોગના આઠ અંગમાંનું એક; ચિત્તની

વૃત્તિને કોઇ સ્થળે બાંધી દઇ ભાવના કરવી તે.

ધૂમમાર્ગ—જ્ઞાનરૂપ જ્યોતિથી નહિ પણ ધૂમરૂપ યજ્ઞાદિથી પ્રાપ્ત કરેલો ફરી જન્મવાના પિતૃલોકમાં જવાનો માર્ગ. પિતૃયાન.

ધ્યાન—નિરંતર ધ્યેયાકાર ચિત્તની વૃત્તિ; ધારણામાં ધારેલી વસ્તુનુંજ ભાન થયા કરે, જ્ઞેયચૈતન્ય અને જ્ઞાતાચૈતન્ય ઉભય એકાકારે સ્ફુરે તે ધ્યાન; ઉપાસના; ભક્તિ.

નાડી—શરીર અંદરની મ્હોટી રગો. એ દશ છે–ઇડા, પિંગલા, સુષુમ્ણા, ગાંધારી, હસ્તિજીવ્હા, પૂષા, પયસ્વિની, લકુહા, અલંબુસા અને શંખિની.

નિગ્રહ—(ન્યાય) પરાજયનું કારણ.

નિગમન—જુઓ પંચાવયવ.

નિજાનંદ—પોતાના બ્રહ્માનંદનો અનુભવ.

નિત્ય—ત્રણે કાલમાં રહેનારૂં; ઉત્પત્તિ તથા નાશ રહિત; અવિનાશી.

**નિદિધ્યાસન**—બ્રહ્મમાં ચિત્તની એકાકાર વૃત્તિ; નિરંતર ચિંતન; આત્મધ્યાન.

**નિમિત્ત કારણ**—કાર્યમાં જેનો પ્રવેશ નથી પણ ભિન્ન રહિને જે કાર્યને કરે તે; કર્તા. જેમ ઘડાનું ઉપાદાન કારણ મૃતિકા છે, પણ નિમિત્ત કારણ કુંભાર છે.

**નિયમ**—(યોગ) અષ્ટાંગમાનું એક; શૌચ, સંતોષ તપ, સ્વાધ્યાય, અને ઈશ્વરપ્રણિધાન, એ પાંચ નિયમ કહેવાય છે.

**નિરંજન**—અવિદ્યાના આવરણથી રહિત.

**નિરોધ**—ચિત્તની પાંચ ભૂમિકા છે, તેમાંની છેલ્લી ભૂમિકા. સમાધિકાલમાં જ્ઞાનીની સર્વ વૃત્તિઓ કેવળ બ્રહ્માકાર હોય છે તે અવસ્થા. અત્યંત એકાગ્રતા.

**નિર્વાણ**—મોક્ષ.

**નિર્વિકલ્પ**—સંશય વિપર્યયથી રહિત; કલ્પના રહિત; નિર્ગુણ.

નિર્વિકલ્પ સમાધિ—ત્રણે કાળને વિષે અદ્વૈત વિલાસની દૃઢ ભાવનાનોજ આનંદ, જ્ઞાતા, જ્ઞેય, અને જ્ઞાન એ ત્રિપુટિના ભાન રહિત, અખંડ, બ્રહ્મકાર ચિત્તની સ્થિતિ; અસંપ્રજ્ઞાત સમાધિ.

નિર્વિશેષ—નામ, રૂપ રહિત; જાતિ, ગુણ, ક્રિયા આદિ વિશેષણોથી રહિત.

નિવૃત્તિ—બહારના વિક્ષેપનો નાશ; બાધ; નાશ.

નિષ્કલ—અવયવ અથવા અંશ રહિત.

નિષ્કામ કર્મ- ફલેચ્છા રહિત કર્મ.

નિષ્પ્રપંચ—પંચતત્વના વિકારથી રહિત બ્રહ્મ.

નિઃશ્રેયસ—અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ; મોક્ષ.

નૈષ્કર્મ્ય—કર્મનો ત્યાગ; સર્વ સન્યાસ રૂપ મોક્ષદશા.

નૈષ્કર્મ્યસિદ્ધિ - બ્રહ્મ સંબંધી વિચારથી ઉત્પન્ન થયલું જ્ઞાન.

**પક્ષ**—(ન્યાય) જેને વિષે કંઇ સિદ્ધ કરવાનું છે તે. પર્વતમાં અગ્નિ છે, એ વાક્યમાં પર્વત એ પક્ષ છે.

**પંચાવયવ**—(ન્યાય) અનુમાન પ્રમાણના પાંચ અવયવ છે પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન; જેમ કે પર્વત ઉપર અગ્નિ છે (પ્રતિજ્ઞા), કેમકે ત્યાં ધુમ છે. (હેતુ), જેમ કે રસોડામાં (ઉદાહરણ), અત્ર પણ એમ છે (ઉપનય); માટે એ પણ તેવું છે (નિગયન).

**પંચ કલેશ**—જીવના પાંચ કલેશ અથવા દુ:ખ-અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશ.

**પંચકર્મેંદ્રિય**—જે વડે કર્મ થાય તે પાંચ કર્મેં-દ્રિય—વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ.

**પંચકોશ**—આત્મા ઉપરના પાંચ ઢાંકણા અથવા

પડ—અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશ છે.

પંચ જ્ઞાનેંદ્રિય—જે વડે તાન થાય તે પાંચ ઇંદ્રિય-શ્રોત્ર, ત્વચા, નેત્ર, જીભ અને નાસિકા.

પંચ તન્માત્રા—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પંચન્માત્ર કહેવાય છે; સૂક્ષ્મ ભૂત.

પંચ નિયમ—યોગના અષ્ટાંગમાના નિયમના પાંચ પ્રકાર—શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન.

પંચ પ્રલય—નિત્ય પ્રલય (સુષુપ્તિ), અવાંતર પ્રલય અથવા મન્વંતર પ્રલય, દૈનંદિન (બ્રહ્માનો નાશ) પ્રલય (બ્રહ્માની સુષુપ્તિ), બ્રહ્મપ્રલય અથવા મહાપ્રલય અને આત્યંતિક પ્રલય (મુક્તાવસ્થા) એ પાંચ પ્રલય છે.

પંચ પ્રાણુ અને ઉપપ્રાણુ—પ્રાણુ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન, એ પંચ પ્રાણુ છે, અને નાગ, કુર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય એ પંચ ઉપપ્રાણુ છે.

પંચભૂમિકા—ચિત્તની પાંચ અવસ્થા-ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરૂદ્ધ.

પંચમહાભૂત—આકાશ, વાયુ, તેજ, જલ, અને પૃથ્વિ, એ પંચમહાભૂત છે.

પંચયમ—યોગના અષ્ટાંગમાંના યમના પાંચ પ્રકાર—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરીગ્રહ.

પંચિકરણ—આકાશાદિ પંચભૂતોના એકેકના પાંચ ભાગ કરી તે પચીસ ભાગનું અમુક પ્રમાણુમાં મિશ્રણુ કરવું તે.

પંચિકૃત—પંચિકરણુની રીતે થયલું સ્થૂલ.

પદાર્થ—(ન્યાય) દ્રવ્ય, ગુણુ, કર્મ, સામાન્ય,

વિશેષ અને સમવાય એ છ પદાર્થ કહેવાય છે.

પર—સૂક્ષ્મ, શ્રેષ્ઠ; ઉત્કૃષ્ટ.

પરમાણુ—જાલીયામાં જે સૂક્ષ્મ રજ જણાય છે તેનો છઠ્ઠો ભાગ તે પરમાણું.

પરમાત્મા—પરબ્રહ્મ.

પરંપદ—મોક્ષ.

પરાક્દ્રષ્ટિ—ઇંદ્રિઓની બહિર્મુખ વૃત્તિ.

પરાપ્રકૃતિ—ઉત્તમ પ્રકૃતિ; જીવ, ક્ષેત્રજ્ઞ;

પરામર્શ—(ન્યાય) વિચાર; નિર્ણય; જ્ઞાન.

પરિક્ષા—(ન્યાય) કોઇ વસ્તુનું લક્ષણ બાંધ્યું હોય તે બરોબર છે કે નહિ તે વિષેનો વિચાર.

પરિગ્રહ—ગ્રહણ કહેલા પદાર્થ, સ્ત્રી, પુત્ર, વૈભવ ઇત્યાદિ; મમતા; માલ મીલકત.

પરિચ્છેદ—અંત, હદ, મર્યાદા; ભેદ. દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ, અને વસ્તુપરિચ્છેદ એવા એના ત્રણ પ્રકાર છે.

પરિણામ—વસ્તુ પોતાનું રૂપ તજી અન્યરૂપે થાય તે; ઉપાદાન કારણના સમાન સ્વભાવવાળું અન્યથા સ્વરૂપ; જેમ દુધનું દહીં.

પરિણામવાદ—સૃષ્ટિની ઉત્પતિ સંબંધી ત્રણ વાદ છે, તેમાનો એક; જેમ દુધ દહીંના આકારે વિકાર પામે છે, તેમ ત્રિગુણાત્મક પ્રકૃતિના સ્વાભાવિક પરિણામ એટલે વિકારથી જગતની ઉત્પત્તિ થાય છે, એમ માનવું તે મત. એ મત સાંખ્યદર્શનવાળાનો છે.

પરોક્ષજ્ઞાન—પ્રત્યક્ષ નહિ એવું; બ્રહ્મ છે એમ જાણવું તે પરોક્ષજ્ઞાન કહેવાય છે.

પાપ—શાસ્ત્રનિષિદ્ધ કર્મ.

પામર—ચાર પ્રકારના મનુષ્ય છે-પામર, વિષયિ, જીજ્ઞાસુ અને મુક્ત. જેઓ શાસ્ત્ર સંસ્કાર રહિત, અને નિષિદ્ધ તથા વિહિત ભોગો વિષે આસક્ત હોય તે પામર કહેવાય છે.

પારમાર્થિક જીવ—કુટસ્થ ચેતન.

પારમાર્થિક સત્તા—જેનો ત્રણે કાલમાં બાધ થાય નહિ તેની સત્ય અથવા પારમાર્થિક સત્તા કહેવાય છે; કલ્પિત નહિ પણ સત્ય સત્તા.

પિતૃયાન—ફરી જન્મવાના પિતૃલોકમાં જવાનો માર્ગ, ધુમ માર્ગ.

પુરૂષ—આત્મા; ઇશ્વર; જીવ.

પુરૂષાર્થ—મનુષ્યે પ્રાપ્ત કરવાના ચાર મુખ્ય પદાર્થો-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.

પ્રકૃતિ—ત્રિગુણસામ્યાવસ્થા; સત્વ, રજ અને

તમ એ ત્રિગુણાત્મક જે સમાન અવસ્થા રૂપ જડ તે; જગતનું મૂલ કારણ; માયા; અવ્યક્ત પરા અને અપરા તથા સત્વ પ્રધાના અને તમપ્રધાના એવા એના ભેદ છે. સત્વપ્રધાનાના શુદ્ધસત્વા અને મલિનસત્વા એવા ભેદ છે. શુદ્ધસત્વા તે માયા અને મલિન સત્વા તે અવિદ્યા. સાંખ્યમત પ્રમાણે પાંચ તન્માત્રા, મહત, અહંકાર અને અવ્યક્ત એ આઠ પ્રકૃતિ છે.

પ્રજ્ઞા—બુદ્ધિ.

પ્રજ્ઞાન—ચૈતન્ય.

પ્રતિજ્ઞા—(ન્યાય) પંચાવયવમાંનો પ્રથમ અવયવ; સાધ્યધર્મથી વિશિષ્ટ એવા ધર્મીનું પ્રતિપાદન કરનારા શબ્દ, જેમ પર્વત અગ્નિમાન છે.

પ્રતિપત્તિ—યથાર્થ જ્ઞાન.

પ્રતિબંધ—જ્ઞાનમાં રોકાણ કરનાર સાધન. ભુત, વર્તમાન અને આગામિ એવા ત્રણ ભેદ એના છે. શ્રવણ, મનન કાલે સર્વ જડ વસ્તુનો અનુભવ રહે તે ભૂત પ્રતિબંધ; પાપકર્મથી થયલાં કાર્યો વૃદ્ધિ પામે તે વર્તમાન પ્રતિબંધ; અને કોઇ એક પુરૂષમાં દયા, પ્રીતિ, આદિ ઉત્પન્ન કરવાવાળા પ્રારબ્ધ શેષ તે આગામિ પ્રતિબંધ છે. વિષયાશક્તિ, પ્રજ્ઞામાંદ્ય, કુતર્ક, અને વિપર્યય દૂરાગ્રહ એ ચાર વર્તમાન પ્રતિબંધ છે.

પ્રતિબિંબવાદ—અજ્ઞાનમાં ચેતનનું પ્રતિબિંબ તે જીવ છે, અને બિંબ તે ઇશ્વર છે, એમ માનવું તે.

પ્રતિયોગી—(ન્યાય) જેનો અભાવ કહ્યો હોય તે, જેમ ઘટાભાવનો પ્રતિયોગી ઘટ છે.

**પ્રત્યક્ષપ્રમા**—ઇંદ્રિઓનો પોતપોતાના વિષય સાથે સંબંધ થવાથી જે જ્ઞાન થાય તે.

**પ્રત્યક્ષપ્રમાણુ**—(ન્યાય) છ પ્રમાણુમાનું એક; પ્રત્યક્ષ પ્રમાનું સાધન જે નેત્રાદિ ઇંદ્રિઓ તે પ્રત્યક્ષ પ્રમાણુ કહેવાય છે.

**પ્રત્યગ્દૃષ્ટિ**—ઇંદ્રિઓની અંતર્મુખવૃત્તિ.

**પ્રત્યગાત્મા**—અંતરાત્મા; સાક્ષી; કુટસ્થ.

**પ્રત્યાહાર**—અષ્ટાંગ યોગમાનું એક અંગ; વિષયોથી સકલ ઇંદ્રિઓનો નિરોધ; સર્વે ઇંદ્રિઓને અંતર્મુખ કરવી તે.

**પ્રધાન**—પ્રકૃતિ.

**પ્રધ્વંસાભાવ**—(ન્યાય) ચાર પ્રકારના અભાવ માનો એક; ઉત્પન્ન થયલા કાર્યનો પોતાના કારણુ વિષે જે અભાવ એટલે નાશ તે; જેમ ઘડો ભાંગી જતાં તેના ઠીકરાંમાં જે ઘટાભાવ તે.

**પ્રપંચ**—જગત; સંસાર.

**પ્રમા**—જ્ઞાન; યથાર્થ અનુભવ.

**પ્રમાણ**—યથાર્થ જ્ઞાનનું સાધન; પ્રમાણ છ છે-પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શાબ્દ, અનુપલબ્ધિ અને અર્થાપત્તિ.

**પ્રમાતા**—પ્રમાણોવડે વસ્તુઓને જાણનાર જીવ.

**પ્રમેય**—પ્રમાણવડે જાણવાયોગ્ય;પ્રમાણનો વિષય.

**પ્રમોદ**—આનંદની ત્રણ વૃત્તિમાંની એક; ઇષ્ટ વસ્તુના ભોગથી જે સુખ થાય તે.

**પ્રશાંત**—રાગદ્વેષાદિ વિકારોથી રહિત.

**પ્રસ્થાનત્રય**—ઉપદેશના ત્રણ ઉપાય; ઉપનિષદ, બ્રહ્મસૂત્ર અને ભગવતગીતા, એ ત્રણ પ્રસ્થાનત્રય કહેવાય છે.

**પ્રાગભાવ**—(ન્યાય) ચાર અભાવમાંનો એક; ઉત્પત્તિના પૂર્વે કારણને વિષે કાર્યનો અભાવ તે; જેમ તંતુના વિષે પટનો અભાવ.

પ્રાગ્લોપ—(ન્યાય) છ દોષમાંનો એક; પાછલાનો અભાવ એ નામનો દોષ.

પ્રાજ્ઞ—સુષુપ્તિ અવસ્થાનો અને કારણ શરીરનો અભિમાની જીવ.

પ્રાણાયામ—યોગના આઠ અંગમાનું એક; પૂરક, કુંભક, અને રેચક એવા એના ત્રણ પ્રકાર છે; પ્રાણ નિરોધનો ઉપાય.

પ્રાણમયકોશ—પંચકોશમાંનો એક; પંચ પ્રાણ અને પંચ કર્મેંદ્રિય મળીને પ્રાણમય કોશ થાય છે.

પ્રાતિભાસિક સત્તા—પદાર્થોનું પ્રતીતિ માત્રજ હોવું, પ્રતીતિના સમયેજ પ્રતીતિ થાય તે; મિથ્યા હોવાપણું; કલ્પિત અવસ્થા; જેમ દોરીમાં સર્પ જણાય તે.

પ્રારબ્ધ કર્મ—સુખ દુઃખ આપનારૂં કર્મ જેણે પોતાનું ફલ આપવાનું આરંભ્યું છે તે;

એના ત્રણ પ્રકાર છે—ઇચ્છા, અનેચ્છા અને પરેચ્છા પ્રારબ્ધ.

પ્રિય—બ્રહ્મના ત્રણ અંશમાંનો એક જે પ્રિય આનંદરૂપ છે તે.

પ્રિયવૃત્તિ—આનંદની ત્રણ વૃત્તિમાંની એક; વસ્તુના દર્શન થવાથી થતો આનંદ.

પ્રૌઢિવાદ—(ન્યાય) પ્રતિવાદીનું કહેવું માનીને પણ સ્વમતમાં દોષનો પરિહાર કરવો અથવા સિદ્ધાંતનું પ્રતિપાદન કરવું તે; વિરૂદ્ધ વાતનો પણ સ્વિકાર કરી સ્વમતનું સ્થાપન કરવું તે.

ફલ ચૈતન્ય—ચિદાભાસ.

ફલ વ્યાપ્તિ—ચિદાભાસનો વિષય; ચિદાભાસ પદાર્થને પ્રકાશે તે; વ્યાપ્યતા.

ફલાભિસંધિ—ફલનો સંબંધ; ફલની ઇચ્છા.

બાધ—નિષેધ; નાશ; મિથ્યા જાણવું તે.

બાધસામાનાધિકરણ્ય—બે એકતાવાળા પદાર્થોમાંથી એકનો બાધ કર્યાથી એકતા થાય તે; જે વસ્તુનો બાધ થઇ જેની સાથે અભેદ થાય તે વસ્તુનું તેની સાથે બાધ સામાનાધિકરણ્ય કહેવાય; આભાસનું બ્રહ્મ સાથે, મુખના પ્રતિબિંબનું મુખ સાથે અને ઝાડના ઠુંઠાનું પુરૂષ સાથે બાધસામાનાધિકરણ્ય છે.

બાહ્યપ્રપંચ—પંચભૂતોથી ઉત્પન્ન થયલું બ્રહ્માંડ; ચૌદ ભુવન અને તેમાંના ચાર પ્રકારના પ્રાણી માત્ર એ સર્વ મળીને બાહ્ય પ્રપંચ કહેવાય છે.

બુદ્ધિ—અંતઃકરણની ચાર વૃત્તિમાંની એક જે સાર અસાર સ્વરૂપને નિશ્ચય કરવાવાળી છે તે.

બ્રહ્મ—જે સત્ય, જ્ઞાન, અને આનંદસ્વરૂપ, વ્યાપક, શુદ્ધ ચૈતન્ય અથવા પરમતત્ત્વ

છે તે. ત્રણ પ્રકારની ઉપાધિથી એ વિરાટ, હિરણ્યગર્ભ અને ઇશ્વર થાય છે.

બ્રહ્મદર્શન—આત્મસાક્ષાત્કાર.

બ્રહ્મનિષ્ઠ—જીવ બ્રહ્મની એકતા નિશ્ચયપૂર્વક જે જાણે અથવા આત્મજ્ઞાન વિષે જેની પૂર્ણ સ્થિતિ હોય તે.

બ્રહ્માંડ—ચૌદભૂવન.

બ્રહ્માનંદ—જે સમયમાં દ્વૈત ભાસે નહિ અને નિદ્રા હોય નહિ તે સમયે જે સુખ થાય તે.

બ્રહ્માભ્યાસ—બ્રહ્મનુંજ ચિંતન, તેનુંજ કથન અને બોધ, અને બ્રહ્મને વિષેજ તત્પર રહેવું તે.

ભક્તિ—સ્વસ્વરૂપનું અથવા ઇષ્ટદેવનું અનુસંધાન અથવા ધ્યાન.

**ભાગત્યાગ લક્ષણા**—ત્રણ લક્ષણામાંની એક જેમાં વાચ્ય અર્થમાંથી એક ભાગનો અથવા પરસ્પર વિરૂદ્ધ ધર્મોનો ત્યાગ કરી એક ભાગનું ગ્રહણ કરવામાં આવે છે. તત્વમસિ, તે તું છે, એ વાક્યમાં ભાગત્યાગ લક્ષણા છે. એને જહતીઅજહતી લક્ષણા પણ કહે છે.

**ભાતિ**—બ્રહ્મના ત્રણ અંશમાંનો એક, જે ભાસે છે અથવા પ્રકાશે છે તે.

**ભાવ**—જે વસ્તુ છે, એ રૂપે જાણી શકાય તે.

**ભાવવિકાર**—પદાર્થની ૭ સ્થિતિ થાય છે તે–હોવું, ઉત્પન્ન થવું, વધવું, પરિણામ, ઘટવું, અને વિનાશ.

**ભૂતગ્રામચતુષ્ટય**—ચાર પ્રકારના પ્રાણી–જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ.

**ભૂમા**—દેશ, કાલ અને વસ્તુના પરિચ્છેદ રહિત પરમાત્મા.

ભૂમિકા—જ્ઞાનના પગથીઆં. એ સાત છે. શુભેચ્છા(સાધનચતુષ્ટય સંપન્ન થવાની ઇચ્છા), વિચારણા (શ્રવણ મનનવડે વેદાંત વાક્યો- નો વિચાર), તનુમાનસા (નિદિધ્યાસનથી સૂક્ષ્મ વસ્તુ વિચારવાની યોગ્યતા), સત્વા- પત્તિ (સવિકલ્પ સમાધિ), અસંસક્તિ ( સવિકલ્પમાંથી નિર્વિકલ્પમાં જવું તે ), પદાર્થભાવિની ( નિર્વિકલ્પ સમાધિમાં લાંબો કાળ રહેવું તે ), અને તુર્યગા (સર્વદા બ્રહ્મમય અવસ્થા).

ભેદ—સજાતીય, વિજાતીય, અને સ્વગત એવા ત્રણ ભેદ પદાર્થોના છે. એક જાતિવાળાનો પરસ્પર ભેદ તે સજાતીય ભેદ કહેવાય છે, જેમકે એક આંબાના ઝાડનો બીજા આંબાની ભેદ; બીજી જાતના પદાર્થોથી ભેદ તે વિજાતીય ભેદ છે, જેમ વૃક્ષનો

પથ્થરથી ભેદ; અને અવયવીનો અવયવથી ભેદ તે સ્વગત ભેદ છે, જેમ વૃક્ષનો પાંદડાંથી ભેદ. જીવ, ઈશ્વર અને જડના પાંચ ભેદ છે. જીવ ઈશ્વરનો ભેદ, જીવ જીવનો ભેદ, જીવ જડનો ભેદ, ઈશ્વર જડનો ભેદ અને જડ જડનો ભેદ.

**ભોગ**—સુખ દુઃખનો અનુભવ.

**ભ્રમપંચક**—જીવ, આત્મા અને બ્રહ્મ સંબંધી પાંચ ભ્રાંતિ--જીવાત્મા પરમેશ્વરથી ભિન્ન છે; આત્મામાં કર્તાભોક્તાપણું પ્રતીત થાય છે તે વાસ્તવિક છે; ત્રણ શરીર યુક્ત આત્મા સંગી છે; બ્રહ્મ જગતનું કારણ હોવાથી વિકારી છે; અને કારણથી ભિન્ન જગત સત્ય છે.

**મન**—અંતઃકરણની સંકલ્પ વિકલ્પ કરનારી વૃત્તિ.

**મનન**—જ્ઞાનના શ્રવણાદિ ત્રણ મુખ્ય સાધન માનું એક. વેદાંતવાક્યોના શ્રવણ કરેલા અર્થનું પુનઃ પુનઃ ચિંતન; જીવ બ્રહ્મના અભેદની સાધક, અને ભેદની બાધક યુક્તિઓવડે અદ્વૈત બ્રહ્મનું ચિંતન.

**મનોમયકોશ**—પાંચ કોશમાનો એક; પાંચ જ્ઞાનેંદ્રિય અને મન મળીને મનોમય કોશ થાય છે.

**મલ**—પાપ; રાગદ્વેષાદિ વિકારો અંતઃકરણના મલ કહેવાય છે.

**મહત્તત્વ**—(સાંખ્ય) બુદ્ધિ.

**મહાકાશ**—કંઈ પણ ઉપાધિ રહિત સર્વત્ર એકરસ, વ્યાપક આકાશ.

**મહાપ્રપંચ**—સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ પ્રપંચોની સમષ્ટિ.

**મહાવાક્ય**—જ્ઞાનના સાક્ષાત સાધન વેદાંતવાક્ય.

એ વાક્યના બે પ્રકાર છે, અવાંતરવાક્ય અને મહાવાક્ય. પરમાત્માના અથવા જીવના સ્વરૂપનું બોધક તે અવાંતરવાક્ય અને જીવ તથા પરમાત્માની એકતાનું બોધક તે મહાવાક્ય કહેવાય છે.

માત્રાસ્પર્શ—ઇંદ્રિઓનો વિષયો સાથે સંબંધ.

માયા—શુદ્ધ સત્વગુણપ્રધાન પ્રકૃતિ; ઇશ્વરનો ઉપાધિ; પ્રધાન. આવરણ અને વિક્ષેપ એ બે એની શક્તિ છે.

મુક્ત—ચાર પ્રકારના મનુષ્ય છે, તેમાં જેને ત્રણ શરીરથી ભિન્ન જે પોતાનું સ્વરૂપ તેનું બ્રહ્મરૂપે અપરોક્ષ જ્ઞાન હોય તે મુક્ત કહેવાય છે.

મુમુક્ષુતા—જ્ઞાનના વિવેકાદિ સાધનચતુષ્ટય-માનું એક. સંસારના જન્મમરણરૂપ બંધનમાંથી છુટવાની દૃઢ બુદ્ધિ અને મોક્ષની ઇચ્છા.

મૂલા અવિદ્યા—શુદ્ધ ચૈતન્યને ઢાંકે તે અવિદ્યા અથવા અજ્ઞાન.

મૂઢતા—ચિત્તની પાંચ અવસ્થા છે, તેમાંની બીજી; નિદ્રા, આલસ્ય આદિ તમોગુણના પરિણામ ને મૂઢતા કહે છે.

મેઘાકાશ—મેઘ એટલે વાદળ તેમાં રહેલું આકાશ તથા તેમાંના જલમાં પડેલું આકાશનું પ્રતિબિંબ તે બંને મેઘાકાશ કહેવાય છે.

મૈત્રીચતુષ્ટય—મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા એ જ્ઞાનીની ભાવનાના ચાર પ્રકાર છે.

મોક્ષ—અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ; પરમાત્માને સ્વરૂપે જાણવો તે; આત્મસાક્ષાત્કાર; અશેષ અજ્ઞાનભંગ.

મોક્ષના છ પ્રકાર છે—સારૂપ્ય, સાલોક્ય, સાનિધ્ય, સાર્ષ્ટિ, સાયુજ્ય અને કૈવલ્ય.

મોદવૃત્તિ—આનંદની ત્રણ વૃત્તિમાંની એક; ઇષ્ટ વસ્તુના લાભથી જે સુખ થાય તે.

મોહ—આત્મા અનાત્માના વિવેકનો અભાવ; કર્તાભોકતારૂપ બુદ્ધિ; અજ્ઞાન; ભ્રાંતિ.

યજ્ઞ—જેવડે પરબ્રહ્મનું યજન થાય તે કર્મ.

યમ—અષ્ટાંગ યોગનું પહેલું અંગ. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ, એટલાં યમ કહેવાય છે.

યુક્તિ—તર્ક; દ્રષ્ટાંત.

યોગ—ચિત્તવૃત્તિનિરોધ; ઉપાસના; આત્મ સાક્ષાત્કાર; યોગના આઠ અંગ છે—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ. રાજયોગ અને હઠયોગ એવા બે પ્રકાર એના છે.

યોગક્ષેમ—અપ્રાપ્તની પ્રાપ્તિ અને પ્રાપ્તનું રક્ષણ.

રજોગુણ—પ્રકૃતિના ત્રણ ગુણુમાનો બીજો ગુણ, જે દેહીને કર્મમાં પ્રવૃત્તિ કરાવે છે અને વિષયોમાં રાગ ઉપજાવે છે, તથા કામ, ગર્વ, તૃષ્ણાદિ ઉત્પન્ન કરે છે.

રસાસ્વાદ—નિર્વિકલ્પ સમાધિમાં ચાર વિઘ્ન છે તેમાંનું એક; સત્ત્વ ગુણનો પ્રકાશ થતાં જે આનંદ, જ્ઞાન, સિદ્ધિ આદિ પ્રાપ્ત થાય તેમાંજ ચિત્તને આનંદ પામવા દઇ આગળ ન લઇ જવું તે; સવિકલ્પ સમાધિમાં થતો વિક્ષેપ; નિવૃત્તિજન્ય અને સોપાધિક આનંદ તે રસાસ્વાદ. તે નિર્વિકલ્પ સમાધિમાં જવામાં અટકાવ કરે છે; સંપ્રજ્ઞાત સુખની ઇચ્છા.

રાગ—વિષયોમાં પ્રીતિ.

રાજયોગ—જીવ બ્રહ્મની એકતા કરવા માટે સાધનચતુષ્ટય અને સપ્ત ભૂમિકાદિ જ્ઞાનક્રમરૂપ સાધનોનો ઉપયોગ કરી ચિત્તવૃત્તિને મારવી તે. પ્રાણને રોકી પ્રાણાયામ કરી ચિત્ત વિક્ષેપ અટકાવવો તે હઠયોગ કહેવાય છે.

લક્ષણ—(ન્યાય) અસાધારણ ધર્મ.

લક્ષણાવૃત્તિ—શબ્દનો વાચ્ય અથવા મુખ્ય અર્થ લાગુ ન પડે ત્યાં શબ્દનો પરંપરા સંબંધ જોઇ અર્થ કરવો તે; એ લક્ષણા ત્રણ પ્રકારની છે–જહતી, અજહતી, અને જહતીઅજહતી અથવા ભાગત્યાગ લક્ષણા.

લક્ષ્ય અર્થ લક્ષણાવૃત્તિથી જાણવા યોગ્ય અર્થ, ગર્ભિત અર્થ.

**લય**—નિર્વિકલ્પ સમાધિમાં ચાર વિઘ્ન છે તેમાંનું પેહેલું; નિદ્રા, આલસ્ય, આદિ એકરીતે વૃત્તિનો અભાવ; નાશ; બાધ.

**લયચિંતન**—કાર્યના કારણમાં લય કરી કારણ રૂપ જાણી ધ્યાન કરવું તે; જેમકે પૃથ્વિનું કારણ જલ છે, જલનું કારણ તેજ છે, તેજનું કારણ વાયુ છે, વાયુનું કારણ આકાશ છે, એ રીતે સર્વ પ્રપંચનું કારણ ઇશ્વર છે, તેથી જગત ઇશ્વિરથી ભિન્ન નથી, એમ જાણી ધ્યાન કરવું તે લય ચિંતન છે.

**લાઘવ**—(ન્યાય) એક અંસરૂપ સાદું કારણ, જે ઘણામાં ઘણી અને બહુ અગત્યની વાતોના ખુલ્લાસા કરી શકે અને ગૌરવ વિનાનું હોય તે.

**લિંગ**—(ન્યાય) હેતુ, જેમકે ધૂમ તે અગ્નિનું લિંગ છે; વેદાંતવાક્યોના તાત્પર્યનો નિશ્ચય કરવામાં છ યુક્તિ છે તે ષડલિંગ કહેવાય છે. ઉપક્રમ ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ, અને ઉપપત્તિ એ ષડ્લિંગ છે.

**લિંગ પરામર્શ**—(ન્યાય) લિંગ એટલે કારણ ઉપરથી જ્ઞાન થાય તે. ધુમાડાના જ્ઞાનથી વન્હિનું જ્ઞાન થાય તે ધૂમજ્ઞાન પરામર્શ કહેવાય.

**લિંગ શરીર**—જીવના ત્રણ શરીરમાંનું એક; પંચ પ્રાણ, પંચ જ્ઞાનેંદ્રિય, પંચ કર્મેંદ્રિય, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ સર્વ મળી લિંગ શરીર કહેવાય છે; સૂક્ષ્મ શરીર.

**લોક ત્રણ**— સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ.

વર્ણ—બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણ છે.

વદતોવ્યાઘાત—(ન્યાય) બોલવામાંજ દોષ, જેમકે મારા મ્હોડામાં જીભ નથી.

વસ્તુ—સત્, ચિત્, આનંદસ્વરૂપ બ્રહ્મ; શુદ્ધ ચેતન; આત્મા.

વાચ્યાર્થ—શબ્દની શક્તિવૃત્તિવડે થનારો ઉપરથી દેખાઇતો અર્થ; મુખ્ય અર્થ; શક્યાર્થ.

વાસના ત્રણ—લોકવાસના, દેહવાસના, અને શાસ્ત્રવાસના.

વાસનાનંદ—વિષયો વિના બ્રહ્માનંદની વાસનાથી સુખ થાય તે.

વિક્ષેપ—ચિત્તની પાંચ અવસ્થામાંની ત્રીજી અવસ્થા; ધ્યાનમાં પ્રવૃત્ત ચિત્તની બાહ્ય વૃત્તિ થાય તે વિક્ષેપ કહેવાય છે.

વિક્ષેપશક્તિ—માયાની બે શક્તિ છે, તેમાંની જે નામરૂપાત્મક જગતની રચના કરે છે તે.
વિકર્મ—નિષિદ્ધ કર્મ.
વિજ્ઞાન—દૃશ્ય માત્રનો બાધ થઇ જાય અને એકજ અદ્વિતીય બ્રહ્મ છે, એવો અનુભવ થાય તે; બુદ્ધિ.
વિજ્ઞાનમયકોશ—પંચકોશમાનો એક; પંચ જ્ઞાનેંદ્રિય અને બુદ્ધિ મળીને વિજ્ઞાનમય કોશ કહેવાય છે.

વિજ્ઞાનવાદ—બુદ્ધધર્મી યોગાચારનો મત, જેઓ માને છે કે સર્વ પદાર્થ બુદ્ધિથી ભિન્ન નથી, અને બુદ્ધિ ક્ષણિક વિજ્ઞાનરૂપ છે.
વિતંડાવાદ—(ન્યાય) જે વાદમાં પોતાનો મત સ્થાપન કરવામાં આવતો નથી, પણ માત્ર સામા પક્ષનું ખંડન કરવામાં આવે છે તે.

વિદેહમુક્તિ—પ્રારબ્ધનો ક્ષય થવાથી ત્રણે દેહરૂપ અજ્ઞાનનો ચેતનમાં લય; સંસારરૂપ પ્રપંચની પ્રતીતિ રહિત બ્રહ્મસ્વરૂપે સ્થિતિ.

વિદ્યા—બ્રહ્મજ્ઞાન.

વિદ્યાનંદ—બ્રહ્મજ્ઞાનથી ઉત્પન્ન થતું સુખ અથવા આનંદ.

વિનિગમ વિરહ—(ન્યાય) છ દોષમાનો એક; એકનિશ્ચયાત્મક યુક્તિનો અભાવ.

વિપર્યય—જ્યાં એકાદ વસ્તુ નથી ત્યાં તે છે એમ માનવું તે; ભ્રમ, જેમ છીપમાં રૂપુ ભાસે તે.

વિપરિત ભાવના—આત્મા દેહાદિરૂપ છે, અથવા જગત સત્ય છે, એમ માનવું તે; વસ્તુના વાસ્તવિક સ્વરૂપનો ત્યાગ કરી તેના વિષે જુદા પ્રકારની બુદ્ધિ કરવી તે; મિથ્યા

જ્ઞાન. એના બે પ્રકાર છે--પ્રમાણગત અને પ્રમેયગત.

વિભૂ—વ્યાપક; બ્રહ્મ.

વિમર્શ—વિવેકપૂર્વક વિચાર.

વિરાટ—સમષ્ટિ સ્થૂલ પ્રપંચ સહિત ચેતન; વૈશ્વાનર.

વિવર્તકારણ—પૂર્વ અવસ્થાનો ત્યાગ કર્યા વિના અન્ય અવસ્થાની પ્રાપ્તિ તે વિવર્ત ઉપાદાન કારણ. સ્વરૂપનો વિકાર કર્યા વિના જે કાર્યને ઉત્પન્ન કરે તે વિવર્ત કારણ. જેમ બ્રહ્મમાં જગત અથવા દોરીમાં સર્પ ભાસે, ત્યાં બ્રહ્મનો અને દોરીનો વિવર્ત એટલે ભ્રાંતિ અથવા કલ્પના છે.

વિવેક—જ્ઞાનના ચાર સાધનમાંનું પ્રથમ સાધન; નિત્ય અને અનિત્ય વસ્તુનો વિચાર.

વિશિષ્ટાદ્વૈત—અદ્વૈતના ત્રણ પ્રકાર છે તેમાંનો

એક; રામાનુજવાળા એ મતના છે. એમાં બ્રહ્મ, ચિત (જીવ) અને અચિત (જડ) એમનો ભેદ માને છે.

વિશુદ્ધ—અવિદ્યારૂપ મલથી રહિત.

વિશ્વ—વ્યષ્ટિ સ્થૂલ અભિમાની જીવ.

વિષય—ભોગના સાધન; શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ વિષયો છે.

વિષયાનંદ—વિષયો પ્રાપ્ત થવાથી તેના ભોગની ઇચ્છા શાંત થઇ મન અંતર્મુખ થાય ત્યારે મનની વૃત્તિમાં આનંદનું પ્રતિબિંબ પડે છે તે.

વિસંવાદિ ભ્રમ—જે મિથ્યા જ્ઞાનથી પ્રવૃત્ત થતાં ઇષ્ટ ફળની પ્રાપ્તિ ન થાય તે.

વૃત્તિ—અંતઃકરણ તથા અજ્ઞાનનો પરિણામ; શબ્દનો પોતાના અર્થ સાથે સંબંધ; શબ્દની બે વૃત્તિ છે. શક્તિવૃત્તિ અને લક્ષણાવૃત્તિ.

વૃત્તિવ્યાપ્તિ—વૃત્તિનો વિષય; બુદ્ધિવૃત્તિનો સદ્‌ભાવ.

વેદાંત—વેદનો છેવટનો ભાગ; ઉપનિષદ; પડ્‌દર્શનમાંનું છેલ્લું દર્શન; ઉત્તર મીમાંસા; કેવલાદ્વૈતવાદ.

વૈખરીવાણી—

વૈરાગ્ય—સાધન ચતુષ્ટયમાનું જ્ઞાનનું બીજું સાધન; આ લોકના તથા સ્વર્ગના ભોગોમાં ઇચ્છા અથવા પ્રીતિ ન થવી તે.

વૈશ્વાનર—સમષ્ટિ સ્થૂલ પ્રપંચ સહિત ચેતન; વિરાટ.

વ્યક્તિ—અનેકમાં રહેનાર જે એક ધર્મ તે; જાતિ અને જાતિનો જે આશ્રય તે વ્યક્તિ.

વ્યતિરેક—અભાવ; ત્યાગ.

વ્યભિચાર—(ન્યાય) વિયોગ; અપવાદ.

**વ્યભિચારી**—(ન્યાય) સર્વદા એકરૂપે નહિ રહે-નાર; જે વસ્તુ કેથે હોય અને કેથે ન હોય તે; સર્વમાં વ્યાપક નહિ એવું; અવ-સ્થાંતર-ધર્માંતરવાળું.

**વ્યવહારિક સત્તા**—ત્રણ પ્રકારની સત્તામાંની એક જે ઇશ્વરસૃષ્ટિ એટલે દેહ, ઇંદ્રિય આદિ પ્રપંચમાં છે, અને જેનો બાધ બ્રહ્મ જ્ઞાનથી થાય છે તે. જન્મ, મરણ, બંધ મોક્ષ આદિ વ્યવહારને સિદ્ધ કરવાવાળી જે સત્તા એટલે વિદ્યમાનતા અથવા હોવા-પણું તે.

**વ્યષ્ટિ**—એક; જીવ.

**વ્યષ્ટિ અજ્ઞાન**—જીવની ઉપાધિ અવિદ્યા; કાર-ણશરીર; આનંદમયકોશ; સુષુપ્તિ અવસ્થા; સ્થૂલ, સૂક્ષ્મ શરીરનું લયસ્થાન.

**વ્યષ્ટિ સૂક્ષ્મ શરીર**—તૈજસની ઉપાધિ.

વ્યાપ્તિ—(ન્યાય) સાહચર્યનો નિયમ; ધુમાડો અને અગ્નિ સાથે રહે તે સાહચર્ય-સ્વાભાવિક સંબંધ; જ્યાં ધુમાડો હોય ત્યાં અગ્નિ હોય એવો નિયમ તે વ્યાપ્તિ.

વ્યાવર્તક—ભેદ બતાવનારૂં; વિશેષણરૂપ.

શક્તિ—બ્રહ્મને આશ્રયે રહેનારી માયા; આવરણ અને વિક્ષેપ એ બે પ્રકાર એના છે.

શક્તિવૃત્તિ—શબ્દનો અર્થ સાથે સંબંધ જેથી શક્યાર્થ કે વાચ્યાર્થ થાય તે.

શક્યાર્થ—શબ્દનો મુખ્ય અર્થ; વાચ્યાર્થ.

શબ્દ—આકાશનો ગુણ; પંચતન્માત્રા અથવા પંચ વિષયમાંનો એક.

શબ્દ પ્રવૃત્તિ—જાતિ, ગુણ, ક્રિયા અને સંબંધ એ ચાર શબ્દપ્રવૃત્તિમાં નિમિત્ત છે. બ્રહ્મમાં તેમની પ્રવૃત્તિ નથી એમ વિચારવું.

શબ્દબ્રહ્મ—વેદ; પ્રણવ.

## પંચવિષય.

જેમ પંચકોશો આત્મા નથી, તેમ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ પાંચ વિષયો પણ અનાત્મ છે. એ પાંચ વિષયોમાં મૂઢ મનુષ્યો રાગરૂપી મ્હોટાં દોરડાંવડે સખત ગાંઠથી બંધાયલા છે, તેઓ પોતાના કર્મોરૂપી દૂતોવડે ભારે વેગથી તણાય છે અને ઉપર સ્વર્ગાદિલોકમાં અને નિચે પશુ આદિ યોનિમાં આવે છે અને જાય છે.

હરણ, હાથી, પતંગીયું, માછલું અને ભમરો એ પાંચ પ્રાણીયો શબ્દાદિ પાંચ વિષયો પૈકી પોતપોતાના એકકેક વિષય સાથે બંધાયાથી મૃત્યુ પામે છે. ત્યારે એ પાંચે વિષયોથી બંધાયલો મનુષ્ય કેમ મરણ ન પામે? એ વિષયો કાળા સાપના ઝેરથી પણ વધારે ભયંકર છે. ઝેર તો ખાનારનો પ્રાણ લે છે, પણ એ વિષયો તો આંખવડે જોનારને પણ હણે છે.

શુન્યવાદી—સર્વનું કારણ અભાવ છે, જગત શુન્યમાંથી ઉત્પન્ન થયું છે, એમ માનનારા બુદ્ધધર્મી માધ્યમિક.

શેષ—અંગીભૂત.

શેષશેષિભાવ—શેષપણું; ગૌણપણું.

શ્યાલસારમેય ન્યાય—પ્રયોજન જાણ્યા વિના સમાન સંજ્ઞા અથવા નામથી ભ્રમ થાય તે; પોતાના શાળા અને કુતરાનું એકજ નામ હોય તો એકને વિષે બોલતાં બીજાને માટે તે બોલાય છે એમ સમજવામાં આવે તે.

શ્રદ્ધા—ષડ્ સંપત્તિમાની એક; ગુરૂ અને શાસ્ત્ર ઉપર વિશ્વાસ.

શ્રવણ—જ્ઞાનના અંતરંગ સાત સાધનમાંનું એક; વેદાંતના વચનોવડે જીવ બ્રહ્મની એકતાનું વિવેચન સાંભળવું તે; શ્રોત્રિય અને બ્રહ્મ

નિષ્ઠ ગુરૂના મુખથી મહાવાક્યોનો યથાયોગ્ય અર્થ સમજવો તે.

શ્રુતિ – ઉપનિષદ; વેદાંત; વેદવચન.

શ્રોત્રય – વેદ અને ઉપનિષદોનો અર્થપૂર્વક સારો અભ્યાસ જેણે કર્યો હોય તે.

ષટ્શાસ્ત્ર–દર્શન—ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વ મિમાંસા અને ઉત્તરમિમાંસા અથવા વેદાંત, એ ષટ્શાસ્ત્ર અથવા ષડ્દર્શન છે.

ષટસંપત્તિ—સાધન ચતુષ્ટયમાનું ત્રીજું સાધન; શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, અને સમાધાન, એ છ સંપત્તિ કહેવાય છે.

ષડૂર્મી – જરા, મરણ, ભુખ, તરસ, શોક અને મોહ એ છ ઉર્મી છે.

ષડ્દોષ—(ન્યાય) ઇશ્વર સર્વત્ર વ્યાપક અને નિત્ય છે, તેથી ભિન્ન રીતે માનતાં જે

નડતર આવે તે દોષ. એ છ છે—આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકા, અનવસ્થા, વિનિગમનવિરહ અને પ્રાગ્લોપ.

ષડ્ભાવ—પદાર્થોની છ અવસ્થા—હોવું, ઉત્પન્ન થવું, વધવું, પરિણામ પામવું, ઘટવું અને નાશ એ છ ભાવ વિકાર છે.

ષડ્લિંગ—વેદાર્થ નિર્ણય કરવાની છ યુક્તિ—ઉપક્રમ ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ અને ઉપપત્તિ.

સકામ કર્મ—ફલેચ્છા સહિત કર્મ.

સત્—જેનો ત્રણે કાલમાં બાધ કે નિષેધ થઇ શકે નહિ એવું અદ્વિતીય બ્રહ્મ.

સત્તા—હોવું તે; વિદ્યમાનતા. એ સત્તાના ત્રણ પ્રકાર છે—પારમાર્થિક, વ્યાવહારિક, અને પ્રાતિભાસિક સત્તા.

સત્ય—ત્રણે કાલમાં બાધ ન પામે અને એક રૂપે રહે તેવું; નિત્ય.

સન્યાસ—સંસારનો ત્યાગ. એના બે પ્રકાર છે–વિવિદિષા અને વિદ્વત સન્યાસ. સન્યાસી ચાર પ્રકારના છે–કુટીચક, બહૂદક, હંસ અને પરહંસ.

સપ્તધાતુ—રસ, રૂધિર, માંસ, મેદ, મજ્જા, અસ્થિ અને વીર્ય એ સાત ધાતુ શરીરમાં છે.

સમવાય સંબંધ—(ન્યાય) બે પદાર્થ જુદા ન પડી શકે એવી રીતે તેને જોડનાર અને એકનો નાશ થાય તો બીજાનો પણ નાશ થાય એવો સંબંધ; જેમકે તંતુ અને પટ, દ્રવ્ય અને ગુણ અને અવયવ અને અવયવી એમનો સમવાય સંબંધ છે.

સમવાયિકાર—(ન્યાય) કાર્ય અભિન્ન કારણ; ઉપાદાન કારણ; સમવાય સંબંધથી રહેલું કારણ.

સમષ્ટિ—સમગ્ર સમૂહ; જેમકે એક વૃક્ષ તે વ્યષ્ટિ અને ઘણા વૃક્ષનો સમૂહ જે વન તે સમષ્ટિ.

સમષ્ટિ અજ્ઞાન—ઇશ્વરની ઉપાધિ માયા;

સમષ્ટિ સૂક્ષ્મ શરીર—હિરણ્યગર્ભની ઉપાધિ.

સમષ્ટિ સ્થૂલ શરીર—વિરાટની ઉપાધિ; જરાયુજ આદિ ચાર પ્રકારનાં શરીર.

સમ્યકદર્શન—યથાર્થ જ્ઞાન.

સમાન—પંચ પ્રાણમાનો એક, જેનું નાભિસ્થાન છે અને જે ખાધેલા અન્નજલને પાચન યોગ્ય કરે છે.

સમાધાન—૭ સંપત્તિમાંની એક; એકાગ્રતા.

સમાધિ—ચિત્તની એકાગ્રતા, જેમાં વિજાતીય પ્રવાહના તિરસ્કારપૂર્વક સજાતીય પ્રવાહ વહે અને માત્ર અભેદ બ્રહ્મજ સ્ફુરે તે. નિદિધ્યાસનની પરિપાકાવસ્થા. એના બે પ્રકાર છે—સવિકલ્પ અને નિર્વિકલ્પ સમાધિ.

સમાધિદોષ—લય, વિક્ષેપ, કષાય અને રસાસ્વાદ એ ચાર સમાધિમાં વિઘ્ન છે.

સર્વાત્મભાવ—બ્રહ્મ અને આત્માની એકતા, અભેદ.

સવિકલ્પ—નામ, જાતિ, ગુણ આદિની કલ્પના સહિત; સગુણ.

સવિકલ્પ સમાધિ—જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રિપુટીના ભાન સહિત બ્રહ્મમાં ચિત્તની એકાગ્રતા. એના બે પ્રકાર છે—દૃશ્યાનુંવિદ્ધ અને શબ્દાનુવિદ્ધ. કામ, ક્રોધાદિ વૃત્તિઓના સાક્ષીપણાવડે ભેદ પામેલી

એકાગ્રતા તે દૃશ્યાનુંવિદ્ધ છે અને અહં બ્રહ્માસ્મિ, એવા શબ્દ સહિત એકાગ્રતા તે શબ્દાનુંવિદ્ધ સમાધિ છે.

સંકલ્પ વિકલ્પ—સંશય.

સંગ—ફલાભિસંધિ; પદાર્થભોગો ઉપર આસક્તિ.

સંચિત કર્મ—પૂર્વ જન્મોમાં કરેલાં કર્મોનાં બીજનો સમૂહ ફલ આપ્યા વિના એકઠો થયલો હોય તે.

સંબંધ—સંયોગ, સમવાય અને તાદાત્મ્ય એ ત્રણ પ્રકારનો સંબંધ છે; કાર્યકારણભાવ, વિષય વિષયિભાવ અને આધાર આધેય ભાવ એવા ત્રણ પ્રકારપણુ છે. બે શબ્દોનો સામાનાધિકરણ્ય, બે પદાર્થોનો વિશેષણ વિશેષ્યભાવ અને પ્રત્યગાત્મા તથા તેના

લક્ષણનો લક્ષ્ય લક્ષણ ભાવ સંબંધ એવા પણ ભેદ છે.

સંયમ—ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણનું નામ સંયમ છે.

સંવાદિ ભ્રમ—જે મિથ્યા જ્ઞાનથી પ્રવૃત્ત થતાં ઇષ્ટ ફલની પ્રાપ્તિ થાય તે.

સંશય—સંદેહ; તે પ્રમાણગત અને પ્રમેયગત એમ બે પ્રકારનો છે. શ્રુતિ કર્મનો બોધ કરે છે કે બ્રહ્મનું પ્રતિપાદન કરે છે, એવી ચિત્તવૃત્તિ તે પ્રમાણગત સંશય છે. જગતનું કારણ બ્રહ્મ છે કે માયા છે એવી જે ચિત્તવૃત્તિ તે પ્રમેયગત સંશય છે.

સંસ્કાર—પૂર્વ કર્મના અંકુર; વાસના.

સાક્ષાત્કાર—અપરોક્ષાનુભવ.

સાક્ષી—અંતઃકરણમાં રહેલું ચેતન; પ્રકાશક; દ્રષ્ટા; આત્મા.

**સાધન ચતુષ્ટય**—જ્ઞાનના ચાર સાધન–વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ અને મુમુક્ષુતા.

**સામાનાધિકરણ્ય**—એકજ અર્થના બે શબ્દોનો પરસ્પર સંબંધ; બે વસ્તુનો સદા અભેદ; જેમકે કૂટસ્થ અને બ્રહ્મનું તથા ઘટાકાશ અને મહાકાશનું સામાનાધિકરણ્ય કહેવાય છે; ભિન્ન ભિન્ન અર્થના વાચક શબ્દોનું એક અર્થમાં રહેવું. 'તત્ત્વમસિ' એ વાક્યમાં તત્ અને ત્વંનું સામાનાધિકરણ્ય છે.

**સામીપ્ય**—૭ પ્રકારના મોક્ષમાંનો એક પ્રકાર; ઇશ્વરના સેવકરૂપે તેની સમીપમાં રહેવું તે.

**સાયુજ્ય**—એક પ્રકારનો મોક્ષ; ઇશ્વરના સમાન વિભૂતિ પ્રાપ્ત થવી તે.

**સારૂપ્ય**—એક પ્રકારનો મોક્ષ; ઇશ્વરના અનુજ રૂપે તેના સમાન રૂપની પ્રાપ્તિ.

**સાલોક્ય**—એક પ્રકારનો મોક્ષ; ઇશ્વરના લોકમાં પ્રજારૂપે રહેવું તે.

**સાષ્ટિ**—એક પ્રકારનો મોક્ષ; ઇશ્વરના યુવરાજ રૂપે રહેવું તે.

**સાંખ્ય**—તત્ત્વવિચાર; જ્ઞાન.

**સિદ્ધિ**—યોગથી પ્રાપ્ત થતું અલૌકીક સામર્થ્ય; અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ અને ઇશત્વ એ આઠ પ્રકારની સિદ્ધિ છે.

**સૂક્ષ્મ શરીર**—ત્રણ શરીરમાંનું એક જે ભોગનું સાધન છે તે; પંચ પ્રાણ, પંચ જ્ઞાનેંદ્રિય, પંચ કર્મેંદ્રિય, મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર મળીને સૂક્ષ્મ અથવા લિંગ શરીર કહેવાય છે.

**સૂત્રાત્મા**—સમષ્ટિ લિંગ શરીરનો અભિમાની ઇશ્વર; હિરણ્યગર્ભ; બ્રહ્મા.

સુષુપ્તિ—અંતઃકરણની ત્રીજી અવસ્થા; ગાઢ નિદ્રા.

સૃષ્ટિદૃષ્ટિવાદ—મિથ્યા અને બાધકર્તા માનસિક સૃષ્ટિ અથવા જીવકૃત જગત માનવું તે.

સ્થિતપ્રજ્ઞ—જીવન્મુક્ત; નિશ્ચલજ્ઞાન બુદ્ધિવાળો પુરૂષ.

સ્થૂલ શરીર—પંચિકૃત પંચ મહાભૂતોથી ઉત્પન્ન થયલું શરીર જે ભોગનું સ્થાન છે તે.

સ્થૂલારૂંધતી ન્યાય—સ્થૂલ બતાવી ધીરેધીરે સૂક્ષ્મ ઉપર લઇ જવું તે; જેમકે અરૂંધતીનો તારો બહુ સૂક્ષ્મ છે. તે બતાવવા માટે પ્રથમ ચન્દ્રમંડળ બતાવવામાં આવે અને કહે કે એ અરૂંધતી છે. પછી કહેકે ચંદ્રથી જુદા તારા તે અરૂંધતી છે. પછી કહેકે સપ્ત તારા તે અરૂંધતી છે. પછી તેમાના ત્રણ નીચેના

બતાવે અને પછી કહેકે તેમાનો વચ્ચેનો તારો તે અરૂંધતી છે, અને છેવટે કહે કે તે તારા પાસે ઝીણો તારો છે તે અરૂંધતી છે. તેજ પ્રમાણે પંચકોશ ઉપરથી સુક્ષ્મ આત્મા સમજાવવામાં આવે તે સ્થૂલારૂંધતીન્યાય કહેવાય છે.

સ્ફુરણ—પ્રતીતિ; ભાન; પ્રકાશ, ચલણવલણનું સામર્થ્ય.

સ્મૃતિજ્ઞાન – ઇંદ્રિઓના સંબંધ વિના સંસ્કાર જન્યજ્ઞાન.

સ્વપ્નાવસ્થા—અંતઃકરણની ત્રણ અવસ્થામાંની એક જેમાં અંતઃકરણ મનોમય પદાર્થોનો અનુભવ કરે છે.

સ્વરૂપાનુસંધાન—બ્રહ્મનું ચિંતન; આત્મ સાક્ષાત્કાર;

સ્વસ્વરૂપ—બ્રહ્મ; આત્મા.

સ્વાધ્યાય—અષ્ટાંગયોગના નિયમનો એક પ્રકાર; વેદવેદાંગનું આવર્તન.

હઠયોગ—પ્રાણને રોકી પ્રાણાયામ કરી ચિત્ત વિક્ષેપ અટકાવવો તે; એક પગે ઉભા રહેવું, હાથ ઉંચા કરી રાખવા, એ આદિ ઉપાયોથી ચિત્તને મારવું તે.

હિરણ્યગર્ભ—સૂક્ષ્મ સમષ્ટિનું અભિમાની ચેતન; સૂત્રાત્મા; કાર્યબ્રહ્મ; બ્રહ્મા.

હૃદયગ્રંથિ—આત્મા અને ચિત્તના એકપણાની ભ્રાંતિ; ચિત્તની કામાદિવૃત્તિ, ચિત્ અને જડનો દૃઢ સંયોગ; અહંકાર.

હેતુ—(ન્યાય) અનુમાનના પાંચ અવયવમાંનો બીજો અવયવ; કારણ.

હેત્વાભાસ—(ન્યાય) ખોટો હેતુ;હેતુના લક્ષણથી રહિત પણ હેતુ જેવું ભાસે તે.

હંસ—બ્રહ્મ.

